# કેળવણીના અખતરા

## ૧૯૨૧-૧૯૨૨

[ શ્રી દક્ષિણામૂર્તિની વિવિધ પ્રવૃત્તિઓનું નિવેદન ]

શ્રી દક્ષિણામૂર્તિ
ભાવનગર

# અનુક્રમ

## ગૃહ



## વિનયમંદિર

## બાલમંદિર



## પરિશિષ્ટ



---

# ગૃહ

---

## ઉદ્દેશો

વિદ્યાર્થીગૃહ એ ભવનનું સાથી જૂનું અંગ છે. વિદ્યાર્થીગૃહને ચલાવવાના ઉદ્દેશો નીચે પ્રમાણે છેઃ

૧ વિદ્યાર્થીઓને સંસ્કારી, સ્વતંત્ર અને સુવ્યસ્થિત ગૃહજીવન પૂરું પાડવું.

૨ વિનયમંદિરના પ્રયાસોને જામવા દેવા માટે તેને અનુકૂળ વાતાવરણ ઉભું કરવું.

૩ વિનયમંદિરના પ્રયત્નોથી ઉભા થતા વિકાસને અનુકૂળ એવાં ક્ષેત્રો રચવાં.

આ ઉદ્દેશોને પહોંચી વળવા માટે અહેવાલવાળા સમય દરમીયાન ગૃહમાં શું શું કરવામાં આવ્યું છે તે નીચે લખેલી હકીકતો ઉપરથી જણાશે.

કોઇ પણ સારા ગૃહજીવનમાં સુદૃઢ શરીર, માનસિક વિકાસ અને સંસ્કારિતા તેમજ ધાર્મિક જીવનનો સમાવેશ થાય છે.

## શારીરિક વિકાસ

વિદ્યાર્થીગૃહમાં શરીરને સુંદર અને તંદુરસ્ત બનાવવા માટે નીચે લખેલી પ્રવૃત્તિઓ ચાલુ રહી હતી.

૧ દેશી રમતો—કસરત
૨ નિયમિત સાદો પૌષ્ટિક ખોરાક
૩ દવાખાનું
૪ મુસાફરીઓ
૫ બ્રહ્મચર્યપાલન

**રમતો—કસરત**— ગૃહમાં વિદ્યાર્થીઓ દરરોજ સાંજે અને રજાના દિવસોમાં બાજે વખતે પણ દેશી રમતો રમે છે. અહેવાલના વર્ષ દરમીયાન નીચેની રમતો મોટે ભાગે રમવામાં આવતી હતી :

૧ ગેડીદડો, ૨ ચકભિલ્લુ, ૩ આટાપાટા, ૪ પૈડાં ફેરવવાં, ૫ મોઈ દાંડીયો, ૬ લાકડી દા, ૭ ઓળાંભકોળાંભ, ૮ તરવું.

આ રમતો રમવાને માટે વિદ્યાર્થીઓની જુદી જુદી ટુકડીઓ પાડવામાં આવી હતી; અને તે તે ટુકડી ઉપર એક એક વિદ્યાર્થીને તેના નેતા તરીકે ગોઠવવામાં આવ્યો હતો. વિદ્યાર્થીઓ આ રમતોમાં બહુ જ રસથી ભાગ લેતા હતા; અને તેમાં પણ ગેડીદડો અને ઓળાંભકોળાંભ બહુ જ પ્રિય થઇ પડયાં હતાં. પૈડાં ફેરવવાની રમત શરૂઆતમાં એટલી બધી આકર્ષક થઈ પડી હતી કે કેટલાએક મોટી ઉમરના વિદ્યાર્થીઓ પૈડાં ફેરવતા ફેરવતા એક વખત ઠેઠ ભુંભલી સુધી જઇ પહોંચ્યા હતા. સામાન્ય રીતે આ રમતોમાં ગેડીદડો રમવાની ઘણીવાર મુશ્કેલી આવતી હતી, કારણકે એક તો ગેડીદડો રમવાને માટે વિશાળ એવું ક્ષેત્ર આપણી પાસે નથી તેથી ઘણીવાર સરીયામ રસ્તા ઉપર રમવું પડે છે; તેમજ રમતને ઉપયોગી ગેડીઓ મોટા પ્રમાણમાં વખતસર મળી શકતી નથી. ચાલુ સમય દરમીયાન જુનાગઢવાળા શ્રી. કેશવલાલભાઇએ તેમજ શ્રી. હીરાલાલ હરગોવિંદ પંડયાએ વિદ્યાર્થીઓને ગેડીઓ પૂરી પાડી હતી. તે માટે આપણે તેમના ઋણી છીયે. ગેડીદડાના દડાઓ વિદ્યાર્થીઓ પોતે જ ગૂંથે એવી ગોઠવણ રાખી હતી અને તેને માટે ગાભા, દોરી, તથા સોયા ગૃહ તરફથી પૂરાં પાડવામાં આવ્યાં હતાં.

આ સમયમાં બાલમંદિરનું મકાન તૈયાર થતું હતું. તે વખતે જુદા જુદા ભાગોને સપાટ બનાવવા માટે કેટલાએક વિદ્યાર્થીઓની ટુકડી ખોદ-કામ કરવા જતી હતી. બાલમંદિરનો અંદરનો ચોક તેમજ બાજુની સપાટ જગ્યા આ વિદ્યાર્થીઓના ખોદકામનું પરિણામ છે. આ ઉપરાંત રજાના દિવસોમાં વિદ્યાર્થીઓને બોર તળાવના કુંડમાં ન્હાવા લઇ જવામાં

આવતા હતા. ભાવનગરમાં તરતાં શીખવાની કોઇ પણ જાતની અનુકૂળતા નથી એમ આપણે જાણીયે છીયે. તોપણ ચોમાસાના તેમજ શીયાળાના શરૂઆતના દિવસોમાં બોર તળાવના હોજમાં વિદ્યાર્થીઓ તરતાં શીખી શકે એવું છે. અમે આ અનુકૂળતાનો લાભ લીધો હતો અને એ લાભ લેવાના પરવાનગી આપવા માટે આપણે શેઠ પીરોજશા મીરજાંના આભારી છીયે. તરવાની કસરત—કસરત કહો કે રમત કહો—બહુ જ આનંદ આપે તેવી અને સાથે સાથે શરીરને તાકાત આપે તેવી છે. ગૃહના વિદ્યાર્થીઓમાંના ઘણાખરાને તરતાં આવડતું ન હતું તેઓ તરતાં શીખી ગયા છે; અને આ પ્રમાણે શીખેલા વિદ્યાર્થીઓ પોતાના નવા ભાઇઓને શીખવવા માટે આતુર રહ્યા કરે છે. તરવાનો પવન ભવનમાં એટલો બધો લાગી ગયો હતો કે કોઈ દિવસ જો તરવા જવાનું બંધ રહે તો જાણે વિદ્યાર્થીઓને મોટો આઘાત થયા જેવું થતું.

કસરત એ આપણા ભવનમાં મૂળ તો વિનયમંદિરનો પ્રદેશ છે, છતાં શિયાળાના દિવસોમાં વિદ્યાર્થીઓ ગૃહમાં દરરોજ સવારે દંડ, બેઠક અને દોડવાની કસરત કરતા હતા. શાળાની કસરત શરીરના ભાગને સ્ફૂર્તિ આપે તે પહેલાં સવારની આ કસરતથી વિદ્યાર્થીઓમાં શરીરની સ્ફૂર્તિ આવી જતી અને શીયાળાની ટાઢમાં સામાન્ય રીતે આપણા લોકો ઓઢવાઇને બેસી રહે છે તેમ ન કરતાં આ વિદ્યાર્થીઓ કામે લાગી શકતા. આ ભાવને પોષણ આપવાના ઉદ્દેશથી કસરત કર્યા પહેલાં વિદ્યાર્થીઓ શરીરે તેલ ચોળતા હતા અને આથી કરીને શીયાળામાં ચામડીની જે રૂક્ષતા આવે છે તે આપણા વિદ્યાર્થીઓને આવી ન હતી.

**ખોરાક**—ગૃહમાં સામાન્ય રીતે વિદ્યાર્થીઓ ત્રણ વખત જમે છે. સવાર, બપોર, સાંજ. સવારે વિદ્યાર્થીઓને જુદી જુદી ઋતુ અનુસાર દૂધ રોટલો, દહીં રોટલો, ગોળ રોટલી, રાબ અથવા એકલું દૂધ આપવામાં આવતાં હતાં. બપોરના સામાન્ય રીતે દાળ, ભાત, રોટલી, શાક, ઘી આપવામાં આવતાં હતાં. અને સાંજના રોટલા, ખીચડી, શાક, દૂધ આપવામાં આવતાં હતાં. ખોરાકનું આ સામાન્ય ધોરણ હતું અને તેમાં પ્રસંગે પ્રસંગે વિદ્યાર્થીઓની રૂચિની વિવિધતાનો વિચાર કરીને ફેરફાર કરવામાં આવતો હતો.

આપણા ભવનમાં ખોરાકની શાસ્ત્રીય મીમાંસા કરીને તેનું ધોરણ બાંધવાનો વિચાર ગૃહને અંગે ઘણીવાર કરવામાં આવ્યો

છે, પરંતુ એ દૃષ્ટિથી યોગ્ય પદ્ધતિ ઘડી આપે એવી કોઇ વ્યક્તિ હજુ મળી નથી, એટલે તે સંબંધમાં ખરી રીતે કાંઇ થઈ શક્યું નથી. છતાં પણ એ સંબંધી સામાન્ય જ્ઞાનને પરિણામે થોડાઘણા નિયમો અમલમાં આવે છે. દાખલા તરીકે, શરીરને નુકસાન કરે તેવાં કઠોળ જેવાં કે અડદ, કળથી ઓછાં વપરાય છે. મસાલાનો બહુ ઉપયોગ બ્રહ્મચર્યમાં વિઘાતક હોવાથી મસાલો બહુ જ ઓછો વપરાય છે. તેલ પણ માપમાં જ વાપરવામાં આવે છે. દૂધ આ સમયમાં મોટે ભાગે જણ દીઠ રોજનું અચ્છેર જ આપવામાં આવ્યું હતું. આ પ્રમાણમાં વધારો કર્યો હોય તો સારૂં એવો અમારો અનુભવ છે. છતાં પણ વાડીઓનું ચોકખું દૂધ વધારે પ્રમાણમાં મળવું મુશ્કેલ છે, તેથી એ દિશામાં બહુ થઇ શકતું નથી. જોકે છેલ્લા એએક માસથી પાછું સવારે દૂધ આપવું શરૂ કરી શક્યા છીયે. ગૃહનું અનાજ શરીરના પોષણની દૃષ્ટિથી હમેશાં સારી જાતનું જ ખરીદવામાં આવે છે અને આવ્યું હતું, અને એટલા માટે મુખ્ય ગૃહપતિની જાતિ દેખરેખ નીચે એ ખરીદ કરવામાં આવતી હતી. ઘઉં અને દાળ તેમજ બાજરો એ ગૃહના વિદ્યાર્થીઓનો મુખ્ય ખોરાક છે, અને તે ચીજો સારી જાતની જ આવે એવી કાળજી રાખવામાં આવે છે. ખોરાકની ખરીદીની બાબતમાં અનાજના વેપારીઓ શ્રી. રતિલાલભાઇ તથા શ્રી. પીતામ્બરદાસભાઇ સારી મહેનત લે છે એ માટે તેમનો આભાર માનું છું.

વિદ્યાર્થીઓનાં શરીર અને હાડકાંને બાંધવામાં ગોળ બહુ ઉપયોગી ચીજ છે, એટલે વિદ્યાર્થીઓને તે ઘણે પ્રસંગે આપવામાં આવે છે. શિયાળાની ઋતુમાં શરીરને વધારે પોષણ આપવાના હેતુથી મધ તથા ગોળનો ઉપયોગ કરવામાં આવ્યો હતો.

આ ઉપરાંત સામાન્ય રીતે તહેવારના દિવસોમાં તેમજ સત્રાંત દિવસોમાં વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં. સિવાય અમુક અમુક ઋતુમાં બપોરના વખતમાં વિદ્યાર્થીઓને મેમુદી આપવામાં આવી હતી. ઘણીવાર આ મેમુદીમાં ઋતુ ઋતુનાં ફળોનો તેમજ તળેલી દાળ વગેરેનો પણ સમાવેશ કરવામાં આવ્યો હતો.

**દવાખાનું**—દવાખાનું ગૃહના વિભાગમાં બે પ્રકારનાં કામ કરે છે.

૧ વ્યાધિ અટકાવવાનું.

૨ થયેલ વ્યાધિ મટાડવાનું.

ખાસ કરીને ચોમાસાની ઋતુમાં તેમજ ચેપી રોગનો અથવા તો તાવનો વા હોય ત્યારે રોગની અસર વિદ્યાર્થીઓને ન થાય તેને માટે ખાસ કાળજી રાખવામાં આવે છે. ચાલુ સમય દરમ્યાન ગાલપચોરાંના વ્યાધિના વા થયા હતા ત્યારે ડૉ. કાણેની સલાહથી વિદ્યાર્થીઓને રેચક દવાઓ આપવામાં આવી હતી, અને તેને પરિણામે માત્ર એક બે વિદ્યાર્થીઓને જ એ રોગ લાગુ પડ્યો હતો.

ચોમાસામાં મૅલેરીયાની અસર ન થાય એ માટે કરીયાતું તથા સુદર્શન સૌ વિદ્યાર્થીઓને રીતસર આપવામાં આવતાં હતાં, અને શરદીના દિવસોમાં સુંઠ, ગોળ, અને ઘીની ગોળીનો પણ છુટથી ઉપયોગ કર્યો હતો.

આ ઉપરાંત થયેલા વ્યાધિને તરતમાં નાબુદ કરવાને માટે દવાખાનાએ ખાસ પ્રયત્ન કર્યો હતો અને તેને પરિણામે માંદગીનું પ્રમાણ બહુ વધ્યું ન હતું. માંદા વિદ્યાર્થીઓની વધારે સારી માવજત કરવા માટે જેઓની માંદગી સહેજ પણ ગંભીર ગણાય એવા વિદ્યાર્થીઓને ઔષધાલયનો ઓરડો બાલ-મંદિરના કામ માટે રોકાયેલ હોવાથી મુખ્ય ગૃહપતિને ઘેર રાખવામાં આવ્યા હતા. માંદા વિદ્યાર્થીઓની માવજત કરવામાં ખાસ કરીને વિદ્યાર્થી જેઠાલાલે બહુ જ સારી સેવા બજાવી હતી.

વિદ્યાર્થી અમૃતલાલ દેવશંકરને મૂળથી જ શારીરિક નબળાઇ હોવાથી ડૉકટરની સલાહથી તેમને 'ઇસ્ટર્ન્સ સીરપ' આપ્યોહ તો અને તેને પરિણામે તેમનામાં સહેજ વધારે તાકાત આવી હતી. ઉપરાંત કેટલાક વિદ્યાર્થીઓને રાત્રિએ પથારીમાં પેશાબ થઈ જતો હતો તેમને માટે ખાસ દવા કરવાથી તેમનો એ રોગ નાબુદ થયો હતો. કોઇ કોઇ વિદ્યાર્થીઓને રાત્રિએ મોઢામાંથી લાળ પડતી હતી તેમની એ લાળ પણ દવાથી બંધ થઇ હતી.

હેવાલના સમય દરમ્યાનના છેલ્લા સત્રમાં ચોમાસાના તાવે ભારે મુશ્કેલી ઉભી કરી હતી, અને બે ત્રણ વિદ્યાર્થીઓને તો સખ્ત માંદગીમાંથી પસાર થવું પડ્યું હતું. તે વખતે ડૉ. કાણે સાહેબે ભારે કિંમતી મદદ આપી હતી. તેમનો ઉપકાર તો કહીયે તેટલો થોડો જ છે. કાંઈ નહિ તો બે ચાર થર્મોમિટર તોડી નાંખ્યાં હશે. એ તાવને પરિણામે તો શાળા પણ પંદરેક દિવસ વહેલી બંધ કરવી પડી હતી.

દવાખાનાને ઔષધો પૂરાં પાડવામાં ચાલુ સમય દરમ્યાન મુંબઇવાળા ભીખા કલ્યાણજીની કંપનીએ તથા ઝંડુ ફાર્મસીના માલેકોએ સારી મદદ આપી હતી. વિદ્યાથી ચિમનલાલના પિતા શ્રી૰ ગણેશજીભાઇએ પણ દેશી દવાઓ સારા પ્રમાણમાં મોકલી હતી. વિદ્યાર્થીઓની તપાસમાં અને

વૈદકીય સલાહ આપવામાં ડૉ૦ કાણે, ડૉ૦ જટાશંકરભાઇ ડૉ૦ હરિનંદભાઈ, વૈદરાજ ભદ્રશંકરભાઇ વગેરેએ સારી મદદ આપી હતી. આ સર્વ ભાઇઓનો આ સ્થળે હું આભાર માનું છું.

**મુસાફરી**—મુસાફરી (પ્રવાસ) એ વિદ્યાર્થીના જીવનમાં અતિ આવશ્યક અંગ છે અને તેના શારીરિક તેમજ સંસ્કારાત્મક લાભો અનેક છે એમ ગૃહ પહેલેથી જ માનતું આવ્યું છે. આ માન્યતાને અંગે દરેક વર્ષમાં વિદ્યાર્થીઓને એકાદ સારી એવી મુસાફરી થવી જોઇએ. પરંતુ ચાલુ સમય દરમ્યાન અનેક સંજોગોને લઇને એવી યોજનાબદ્ધ મુસાફરી થઈ શકી ન હતી. છતાં પણ વિદ્યાર્થીઓની નાની એવી મુસાફરીઓ થઇ હતી. કેટલાએક મોટી ઉમરના વિદ્યાર્થીઓ ચોમાસાના વરસતા વરસાદમાં કોળીયાક પાસે નિષ્કલંક મહાદેવના મોટા મેળામાં પગે ચાલી ગયા હતા અને ત્યાંથી ચોમાસાના પૂરથી ભરેલી નદીઓ ઓળંગીને પાછા આવ્યા હતા. આ પાછા ફરેલા વિદ્યાર્થીઓમાંથી એક બે વિદ્યાર્થીઓને તો સ્હેજ મંદવાડ પણ થઇ ગયો હતો, છતાં પણ તેઓ પાછા આવ્યા તે દિવસે તેમના ચહેરા ઉપરથી સૌ કોઇ સ્હેજે જોઇ શક્યું હોય કે મુશ્કેલીની ઉપર વિજય કરીને આવેલા સૈનિકોનું નૂર તેમનાં મુખ ઉપર હતું.

ઉપરાંત ઉપલા ધોરણના વિદ્યાર્થીઓ કાઠીયાવાડ રાજકીય પરિષદને અંગે ભરવામાં આવેલી કાઠિયાવાડ વિદ્યાર્થી પરિષદમાં ગયા હતા; અને એ રીતે ગોન્ડળ, રાજકોટ, વઢવાણ, મુળી, મોરબી, વાંકાનેર, તરખા વગેરે સ્થાનો જોવાનો લાભ લીધો હતો. આ મુસાફરી પ્રસંગે એક વિદ્યાર્થી ચિ૦ વ્રજલાલની આંગળી જડેશ્વર મહાદેવમાં કપાઈ ગઈ હતી.

ગૃહના થોડાએક વિદ્યાર્થીઓ અમદાવાદમાં મળેલી મહાસભાની બેઠક વખતે ત્યાં ગયા હતા, અને એ જનતાના મોટા સમૂહનો તેમજ દેશનું ભાવિ નિમાણ કરનારા મહાપુરૂષોનાં દર્શનનો લાભ લઇ આવ્યા હતા.

અહેવાલ દરમ્યાન છેલ્લા સત્રમાં એક પાલિતાણાની પણ મુસાફરી કરી હતી. બધા વિદ્યાર્થીઓ રેલ્વે ગાડીમાં બેસી મુસાફરી કરે તેવો આ પહેલો જ પ્રસંગ હતો અને ખર્ચ ઘણું થયું હતું; પરંતુ ડુંગરાની ચોમાસાની મજા લેવા માટે નાના વિદ્યાર્થીઓ એ સિવાય જઇ શકે એવું નહોતું, એટલે ચોમાસામાં પણ એ મુસાફરી કરી હતી. મુસાફરી દરમ્યાન એક વિદ્યાર્થી ચિ. અમૃતલાલ ગીલાભાઇને બરલને પરિણામે સખ્ત શ્વાસ ચડેલો

તે વખતે પાલિતાણાના શ્રી. રતિલાલભાઇએ ઇન્જેક્શન મૂકીને તેમને આરામ કર્યો હતો, નહિતર એ વિદ્યાર્થીની જીંદગી જોખમમાં આવી પડત. એમની એ યોગ્ય મદદ માટે એ ભાઇનો આભાર માનવો ઘટે છે.

એક બીજો અખતરો ચાલુ ડીસેમ્બરમાં મુસાફરી સંબંધે કર્યો હતો જેની નોંધ લેવી જરૂરની છે. આજસુધી ઘણીખરી મુસાફરીઓ એવી રીતે થઇ છે કે જેમાં કોઇ ગૃહપતિ સાથે હોય અને સાધનોનો પણ અગાઉથી વિચાર કર્યો હોય. એ વખતે પંચમ તથા પષ્ઠ વયના આઠ વિદ્યાર્થીઓ કાંઇ પણ સાધન વિના એકલા બે દિવસ કોળીયાક વગેરે સ્થળે જઇ આવ્યા હતા. કાંઈ પણ સાધન વિના માત્ર પોતાના જ બળ ઉપર ભલે નાની સરખી પણ તેમણે કરેલી મુસાફરી તેમને કેવો આનંદ આપી શકે છે તે તો 'વિદ્યાર્થી'ના પોષ ૧૯૭૯ના તેમની મુસાફરીના લેખ ઉપરથી સમજી શકાશે. કેળવણીની દૃષ્ટિથી પણ એ મુસાફરી અગત્યની છે અને એનો પવન બીજા વિદ્યાર્થીઓમાં પણ આવ્યો છે; અને અત્યારની સખ્ત ઠંડી ન હોત તો બીજી પણ એકાદ બે ટુકડીઓ એવો જ આનંદ લઇ આવી પણ હોત !

**બ્રહ્મચર્ય**—વિદ્યાર્થીઓના શરીરવિકાસમાં બ્રહ્મચર્યનું બહુ મોટું સ્થાન છે; અને બ્રહ્મચર્ય ઉપર ગૃહમાં પૂરતું લક્ષ આપવામાં આવે છે. ગૃહનું સમયપત્રક, ગૃહનો આહાર, કઠણુ બિછાનું, શારીરિક શ્રમ, મોટે ભાગે ટાઢા પાણીથી સ્નાન, ઉત્તેજક વસ્તુઓનો નિષેધ વગેરે આ બ્રહ્મચર્યપાલનની દૃષ્ટિથી ચાલુ સમય દરમ્યાન પાળવામાં આવ્યાં હતાં. બેશક, બ્રહ્મચર્ય એ તો અંતરની વસ્તુ છે અને વિદ્યાર્થી અને ગૃહપતિના બહુ જ વિશ્વાસભરેલા આધ્યાત્મિક સંબંધ ઉપર તેનો વધારે આધાર રહે છે. ચાલુ સમય દરમ્યાન થોડાએક ભૂલા પડેલા વિદ્યાર્થીઓને સન્માર્ગે દોરવામાં આવ્યા હતા અને ન જ સુધરી શકે તેવા એક વિદ્યાથીને ભવનમાંથી રજા આપવામાં આવી હતી.

**આરોગ્યવર્ધક ટેવો**—આ ઉપરાંત ગૃહમાં કેટલીએક નાની જણાતી છતાં જીવનમાં ઉપયોગી એવી આરોગ્યવર્ધક ટેવોને પોષણ આપવામાં આવે છે. નિયમિત રીતે ખાવુંપીવું, શરીરની તેમજ વસ્તુઓની સંપૂર્ણ સ્વચ્છતા રાખવી, સવારમાં વહેલા ઉઠવું તથા રાત્રિએ વહેલા સુવું, ભોજન બહુ જ ચાવીચાવીને લેવું, દાંતને બરાબર સાફ કરવા વગેરે અનેક નાની બાબતો ઉપર ચાલુ સમય દરમ્યાન લક્ષ આપવામાં આવ્યું હતું. અને આથી કરીને વિદ્યાર્થીઓનાં આરોગ્ય ઉપર સારી અસર થઇ હોય એ દેખીતું છે.

**વાતાવરણ**—આ સર્વ પ્રયત્નોને પરિણામે વિદ્યાર્થીઓનાં શરીરો સારાં થયાં હતાં, પરંતુ આ બધા પ્રયત્નોના કરતાં વધારે ફળદાયી તો ગૃહનું વાતાવરણ છે. ગૃહનું સ્થાન એવી સુંદર હવાવાળી ખુલ્લી જગ્યાએ આવેલું છે કે સાધારણ રીતે રોગી માણસ પણ નીરોગી બની જાય. એક તરફ આવી રહેલ તખ્તેશ્વરની મનોહર ટેકરી અને મંદિર, બીજી બાજુએ ગૃહના મકાનથી બે પગલાં દૂર ઇમ્પીરીયલ લૅન્સર્સનું ખુલ્લું મેદાન અને દૂરનો દરિયો, ચોતરફ જુદી જુદી રીતે પડેલી નાની મોટી ટેકરીઓ અને ભવનનું પોતાનું જ ખુલ્લું હવાઉજાસવાળું મકાન, આ સર્વનો વિદ્યાર્થીઓના આરોગ્યમાં નાનોસૂનો ફાળો નથી. પરંતુ શરીર ઉપરનાં આ પરિણામો ચોકસાઇથી માપવાની યોજના હજુ ગૃહમાં શરૂ કરી નથી. દર માસે વિદ્યાર્થીઓનાં શરીરનાં જુદાં જુદાં અંગોનાં માપ લેવાય અને આવાં માપો ઉપરથી શારીરિક વિકાસના પ્રયત્નોનું તોલન કરાય એવો આવતે વર્ષથી અમારો ઇરાદો છે. એમ થશે ત્યારે જ પ્રયત્નો કેટલા પરિણામદાયી થાય છે અથવા તો તેમાં ક્યાં ક્યાં ભૂલો થાય છે વગેરે સ્પષ્ટતાથી જાણી શકાશે.

## માનસિક વિકાસ

વિદ્યાર્થીઓના માનસિક વિકાસનો પ્રશ્ન મોટે ભાગે વિનયમંદિરનો છે અને ગૃહ તો એ સંબંધમાં જે પ્રયત્નો કરે છે તેને ગૌણ ગણી શકાય. છતાં ગૃહના એ પ્રયત્નોની નોંધ તો લેવી જ જોઇયે. માનસિક વિકાસને અંગે ગૃહમાં નીચેની પ્રવૃત્તિઓ ગણી શકાય:

૧ સુતારી વર્ગ
૨ સંગીત વર્ગ
૩ માસિક
૪ વાંચનાલય—પુસ્તકાલય
૫ રાત્રિની પ્રવૃત્તિઓ
૬ સામાન્ય જ્ઞાન

**સુતારી વર્ગ**—ચાલુ સમયની શરૂઆતમાં વિનયમંદિરની સાથે રાખવામાં આવ્યો હતો, પરંતુ ૧૯૨૧ના જુન માસથી તેને ગૃહવિભાગમાં રાખ્યો છે. ચાલુ સમય દરમ્યાન પહેલા તથા બીજા વર્ષના તેમજ ચોથા પાંચમા વર્ષના વિદ્યાર્થીઓએ આ વર્ગનો છુટોછવાયો ભાગ લીધો છે.

પરંતુ સુતારી વર્ગના શિક્ષક મિસ્ત્રી ભીમજી કાલિદાસનો એવો અનુભવ થયો છે કે પ્રથમ વર્ષ તથા દ્વિતીય વર્ષના વિદ્યાર્થીઓ સુતારી કામને માટે યોગ્ય નથી. અમે પોતે આ અનુભવની સાથે મળતા આવતા નથી. મિસ્ત્રી પોતે સુતારી કામને વર્ગશિક્ષણની દૃષ્ટિએ ચલાવ-નારા માણસ છે અને તેથી સુતારી વર્ગનો નવી દૃષ્ટિનો ખ્યાલ તેમનામાં શ્રદ્ધા ઉપજાવી શકતો નથી. આથી કરીને સુતારી વર્ગમાં સુતારી વર્ગને છાજે તેવું વાતાવરણ હજી ઉભું થઈ શક્યું નથી અને ક્યારે ઉભું થઇ શકશે તે કહી શકાતું નથી. પરંતુ છેવટછેવટમાં મિસ્ત્રી પોતે સુતારી વર્ગના આ ઉદાર વિચાર તરફ વળતા જાય છે એટલું સારૂં ચિહ્ન છે. છેવટના ભાગમાં સુતારી વર્ગમાં માત્ર તૃતીય અને ચતુર્થ વર્ષના વિદ્યાર્થીઓને જ અવકાશ રાખ્યો છે અને તેઓ રસપૂર્વક પોતાનું કામ કરે છે.

સુતારી વર્ગને માટે વિદ્યાર્થીઓ પાસેથી એક સત્રમાં કેટલા કામની આશા રાખી શકાય એ હજુ સુધી નક્કી થઇ શક્યું નથી. પરંતુ હવે પછી મિસ્ત્રી પોતે આવી જાતનો ક્રમ નક્કી કરી રાખે અને આપણને જણાવે એવી યોજના કરી છે. ચાલુ સમયમાં સુતારી વર્ગમાં કામ કરનારા ભાઇઓમાંથી ત્રણ ચાર જણાને આપણે સારૂં કામ કરનારા ગણી શકીયે. વિદ્યાર્થી નારણજી તથા વિદ્યાર્થી નાનાલાલે પોતાના ઉપયોગ માટે એક રેંટીયો તથા એક ઢાળીયું હાથે બનાવ્યાં હતાં. વિદ્યાર્થી મૂળશંકરે બે નાનાં મેજો બનાવ્યાં હતાં. વિદ્યાર્થી અમીચંદ બીજા વિદ્યાર્થી ભાઇઓના રેંટીયા-ઓને સુધારી આપતા હતા. અને અત્યારે પણ સત્યાગ્રહ આશ્રમમાં પોતે વણાટકામ શીખે છે ત્યાંયે સુતારી જ્ઞાનનો સારો ઉપયોગ કરી રહ્યા છે. ગૃહમાં પરચુરણ સુતારી કામો મોટે ભાગે આ વિદ્યાર્થીઓ જ કરતા.

સુતારી વર્ગને આર્થિક દૃષ્ટિથી તપાસતાં અમને લાગે છે કે એ

વર્ગનું ખરચ હજી અમુક સમય સુધી ભવનને જ માથે પડશે. કારણકે સુતારી વર્ગની આબોહવા વિદ્યાર્થીઓને સ્પર્શે તેટલી હજુ જામી જ નથી. આનાં ઘણાં કારણો છે. એક તો સુતારી વર્ગને માટે એક પણ અલાયદું ચોકસ સ્થાન નથી. એથી કરીને એ વર્ગ અનિયમિત રીતે ગમે ત્યાં ફેરવવો પડે છે અને પરિણામે તેના વાતાવરણનો જમાવ થતો નથી. સ્થાન ચોકસ ન હોવાથી ગમે તે વખતે વિદ્યાર્થી સુતારી કામમાં લાગી શકતો નથી, એ પણ વાતાવરણ ઉભું કરવામાં આડે આવે છે. વિદ્યાર્થી સુતારનાં ઓજારો પોતાની આસપાસ પડેલાં જુએ અને તેમાંથી પ્રેરણા

મેળવે એ સ્થિતિ તેનું અલાયદું સ્થાન હોય ત્યારે જ થશે. ઉપરાંત અમને લાગે છે કે, સુતારી વાતાવરણ ઉભું કરવા માટે એક રોજીંદા સુતારને ભવન તરફથી રાખવો જોઇએ અને જે વિદ્યાર્થીઓ બીજા કામના કરતાં સુતારી કામને માટે વધારે લાયક હોય તેને એ કામ ઉપર વધારે સમય ગાળવાની અનુકૂળતા આપવી જોઇયે. અહિં આ પ્રશ્ન વિનયમંદિરના અભ્યાસક્રમનો થઇ જાય એટલે એ સંબંધી અમે કાંઇ વધારે કહી શકતા નથી

લાંબા અનુભવને અંતે ગયા નવેમ્બર ૧૯૨૨ થી આ સુતારી વર્ગ બંધ કરવામાં આવ્યો છે. શ્રી. ભીમજી મિસ્ત્રીના પિતાના અવસાનથી તેમની અનિયમિતતામાં થવાનો વધારો અને વિદ્યાર્થીઓમાં એ કામ ન આવડવા માટેની અશ્રદ્ધાને અત્યારે તો એ રીતે દૂર કરી છે; છતાં ભવિષ્યમાં સારો એવો મિસ્ત્રી આખો દિવસ શીખવવા આવે, અને સુતારી વાતાવરણ ઉભું થાય એવું છપ્પર બનાવીએ એ આશા અમે છોડી નથી. હાલમાં વીશેક દિવસથી કામને અંગે ભવનમાં સુતાર આવે છે તેની પાસે કેટલા વિદ્યાર્થીઓ જાય છે તે જોવાથી જ સુતારી કામ માટે ઇચ્છા છે કે કેમ તે જાણી શકાશે. બેશક, કેટલાએક વિદ્યાર્થીઓ તો માત્ર જોવાની કે એકાદ બે મોઇ બનાવી લેવાની ઇચ્છાથી જ તેનો સંગ સેવે છે.

**સંગીતનો વર્ગ**—ચાલુ સમય દરમ્યાન ઠીક ઠીક ચાલ્યો હતો. સંગીતશિક્ષક બાઇ નંદરામ દરેક સત્રની શરૂઆતમાં પોતાના સંગીતના વિદ્યાર્થીઓના વિભાગ પાડીને તેમને જુદે જુદે દિવસે શીખવવાની ગોઠવણ કરે છે. ચાલુ સમય દરમ્યાન દરેક વિભાગને અઠવાડીયામાં બે સમય શીખવવામાં આવતું હતું. સંગીતનું શિક્ષણ ભાઇ નંદરામ જૂની ઢબ ઉપર આપે છે, અને એ પોતે એ ઢબના હોવાથી તેમનામાં બહુ ફેરફાર થઇ શકે નહિ. વિદ્યાર્થીઓમાંના કેટલાએકને સંગીતનો શોખ લાગ્યો છે; પણ એ નંદરામભાઇના શિક્ષણનું પરિણામ છે કે કેમ તે અમે ચોકસ કહી શકતા નથી. નંદરામભાઇ સારીગમથી શરૂ કરે છે, કાલમાપનની નોંધ કરાવે છે અને પછી વિદ્યાર્થીઓ પાસે હારમોનિયમની સાથે ગવરાવે છે.

વિદ્યાર્થીઓને સંગીતના સંસ્કારો આપવા અને એ રીતે સંગીતના વર્ગદ્વારા જીવનનું સંગીત ઉભું કરવું એ ખ્યાલ સંગીતના વર્ગમાં આવી શક્યો નથી.

કેટલાએક વિદ્યાર્થીઓ હારમોનિયમ સારૂં વગાડી શકે છે. એક બે વિદ્યાર્થીઓનો હાથ તબલા ઉપર પણ સ્થિર ગણી શકાય. હારમોનિયમ સિવાય સતાર તેમજ દીલરૂબા દાખલ કરવાં બહુ જ જરૂરનાં છે એમ અમારો મત થયો છે, અને પૈસાની અનુકૂળતા હશે તો હવે પછી પહેલી તકે તે પ્રમાણે અમે કરી શકીશું.

સંગીતના સમય સિવાય પણ રાત્રિએ અથવા તો નવરાશના પ્રસંગે વિદ્યાર્થીઓ ગાય વગાડે છે અને સંગીતદ્વારા મળતો આનંદ લે છે એટલું આ સંગીત વર્ગનું પરિણામ ગણી શકાય. ચાલુ સત્રના નવેમ્બર માસથી ભવનમાં પ્રાર્થના સાથે એક દિવસ ભજનીયાં જ ગવાય છે. સંગીતના શોખીનને શોખ અજમાવવાનો થોડોએક અવકાશ મળે એ પણ એક ગૌણ હેતુ એ પ્રવૃત્તિની પાછળ રહ્યો છે. અને એનું પરિણામ ટુંક મુદતમાં પણ, સાધારણ રીતે સંગીત વર્ગમાં ન જનાર વિદ્યાર્થીઓ પણ નાનાં નાનાં ભજન કોઇ કોઇ વાર લલકારે છે એ ઉપરથી જોઇ શકાય છે.

આ નવેમ્બર માસથી સંગીતનો વિભાગ હવે તો શાળાને સોંપવામાં આવ્યો છે. જો કે શાળાના નિયમિત કરેલા સમયપત્રકમાં તેને સ્થાન ન હોવાથી હજુ અવારનવાર વાંચવાના કે રમવાના સમયમાંથી સંગીતવાળા વિદ્યાર્થીઓને રોકાવું પડે છે.

**માસિક**—'વિદ્યાર્થી' માસિક માનસિક વિકાસમાં બહુ અગત્યનું સ્થાન ધરાવે છે. ભવનનાં જૂનાં વર્ષોમાં વિદ્યાર્થીઓ 'શ્રી દક્ષિણામૂર્તિ' નામનું હસ્તલિખિત માસિક કાઢતા હતા અને તેનો વહીવટ તેમને જ હાથ હતો. અમુક વર્ષો સુધી ચાલ્યા પછી આ માસિક ચલાવનાર શક્તિવાળા વિદ્યાર્થીઓને અભાવે પડી ગયું. ઇ. સ. ૧૯૨૦ ની સાલમાં વિદ્યાર્થીઓનું આ માસિક બીજે નામે અવતર્યું, અને તે હજુ સુધી ચાલે છે. માસિકના તંત્રી વિદ્યાર્થી મંડળ તરફથી નિમવામાં આવે છે અને એ રીતે આખું માસિક વિદ્યાર્થી મંડળના વાજીંત્ર જેવું બને છે.

માસિકમાં વિદ્યાર્થીઓ સિવાય ગૃહપતિઓ તેમજ શિક્ષકો પણ લેખો આપી શકે છે. આ માસિકનો એક ઉદ્દેશ વિદ્યાર્થીઓના મનોવિકાસનો છે. ઘણીવાર નાના વિદ્યાર્થીઓ શરૂઆતમાં માસિકને વાંચતા ન હતા, એટલે માસિકનું વાચન વધે એવા થોડા પ્રયત્નો કરવા પડયા હતા. ચાલુ સમય દરમ્યાન માસિકના અગત્યના લેખો પરિશિષ્ટ જોવાથી જણાશે.

**વાચનાલય–પુસ્તકાલય**—ગૃહમાં જેને આપણે રીતસરનું પુસ્તકાલય તેમજ વાચનાલય ગણીએ તેવી વ્યવસ્થા હજુ થઇ શકી નથી. ગૃહમાં પ્રાણજીવન પુસ્તકાલય છે, પરંતુ તે સ્થાન મુખ્ય ગૃહપતિના કાર્યાલય તરીકે વપરાય છે. ઉપરાંત, ચાલુ સમય દરમ્યાન ઔષધાલયનો તેમજ સરસ્વતી-મંદિરનો અડધો ભાગ બાલમંદિરના ઉપયોગ માટે વાપરવામાં આવ્યો હતો એટલે પુસ્તકાલય—વાચનાલયનું રીતસરનું સ્થાન તો એક પણ રહ્યું ન હતું. આથી કરીને મંદિરના એક ખુણામાં વાચનાલય તરીકે એક શેતરંજી ઉપર વ્યવસ્થા કરવામાં આવી હતી.

વાચનાલય માટે તેમજ પુસ્તકાલય માટે વિદ્યાર્થીઓની દૃષ્ટિથી જે દૈનિક પત્રો, સાપ્તાહિક પત્રો, માસિકો તથા પુસ્તકો આવવાં જોઇયે તે આવી શકયાં નથી. ચાલુ સાલ દરમ્યાન ભવને પુસ્તકાલય માટે જે મોટો ખરચ કર્યો છે તે સઘળો વિનયમંદિરના શિક્ષકોપયોગી પુસ્તકો તથા માસિકો પાછળ જ થયો છે, એમ કહી શકાય. આથી કરીને વાચનાલયમાં 'નવજીવન' 'સૌરાષ્ટ્ર' તથા 'હિન્દુસ્તાન' એ ત્રણ પત્રો જ રાખવામાં આવ્યાં હતાં. કોઇ કોઇવાર 'ગુજરાતી' તથા 'ક્રૉનિકલ' પણ મળી આવતાં હતાં.

હવે પછી પુસ્તકાલય—વાચનાલયના ખર્ચને માટે ભવન તરફથી વધારે સારી વ્યવસ્થા થશે એમ અમે આશા રાખીયે છીયે.

પુસ્તકાલયનો વહીવટ વિદ્યાર્થી મંડળ તરફથી નિમાયેલા એક નેતાને હસ્તક રહે છે. આ નેતા નક્કી કરેલા સમયે વિદ્યાર્થીઓને પુસ્તકો આપે છે અને પાછાં લે છે. કયા વિદ્યાર્થીઓએ કયાં પુસ્તકો વાંચવાં વગેરેમાં મુખ્ય ગૃહપતિની અને ગૃહપતિની સુચનાઓ ઉપર મોટો આધાર રહે છે. છતાં એક બાબતમાં અમે હજી કાંઇ યોગ્ય કરી શકયા નથી. વિદ્યાર્થીના પુસ્તકા-લયના પુસ્તકોનું યથાર્થ અવલોકન કરી કયું પુસ્તક કેવી જાતના વિદ્યાર્થીને માટે યોગ્ય છે તેની નોંધ મુખ્ય ગૃહપતિ તે પુસ્તક ઉપર જ કરે તો વિદ્યાર્થીઓની ઘણી ફોકટ મહેનત બચી જાય. અત્યારે તો ઘણીવાર નામ જોઇને વિદ્યાર્થી પુસ્તક લે છે અને થોડું વાંચ્યા પછી અથવા તો સાવ વાંચ્યા વિના પાછું આપવા આવવાની તેને ફરજ પડે છે. મુખ્ય ગૃહપતિને બેશક આ માટે ઘણો સમય જોઇયે, પણ એમ કરવાની અમને ખાસ જરૂર લાગી છે.

**રાત્રિની પ્રવૃત્તિઓ**—ગૃહમાં રાત્રિની પ્રવૃત્તિઓ એ એક વિશિષ્ઠ વસ્તુ છે. સાધારણ રીતે આખો દિવસ વિદ્યાર્થીઓ અને ગૃહપતિઓ પોત-

પોતાના જુદા જુદા નક્કી કરેલા વ્યવહારમાં ગૂંથાયેલા હોય, એટલે એકબીજાની નજીકમાં આવવાનો, એકબીજાના હૃદયને સ્પર્શવાનો અને એ રીતે માનસિક વિકાસને ઉત્તેજવાનો અવકાશ ઓછો રહે છે. આપણા ગૃહજીવનમાં જેમ રાત્રિએ વાળુ કર્યા પછી આખું કુટુંબ એકલું બેસી કુટુંબવાર્તાઓ કરે અને કુટુંબજીવનના લખ્યા ન લખાય તેવા ગુપ્ત લાભો મેળવે એ પ્રમાણે ગૃહમાં વાળુ કર્યા પછી વિદ્યાર્થીઓ અને ગૃહપતિ બધા સાથે મળી પોતાનું કુટુંબજીવન અનુભવે એવી યોજના રાખવામાં આવે છે.

સાધારણ રીતે આ યોજનાના લાભો આધ્યાત્મિક હોય છે, પરંતુ સાથે સાથે વિદ્યાર્થીઓના માનસિક વિકાસમાં પણ તેનો ફાળો હોય છે ખરો. ચાલુ સમય દરમ્યાન નીચે જણાવેલી રાત્રિની પ્રવૃતિઓ થોડેઘણે અંશે હાથ ધરવામાં આવતી હતી:—

૧ વાર્તાઓનું કથન
૨ અંતકડીની રમત
૩ અભ્યાસની ટુકડીઓ અને અંદર અંદર પ્રશ્નોત્તર
૪ ચાંદનીમાં રમતો
૫ દાંડીયારાસ
૬ અગત્યનું વાચન
૭ કહેવતો, ઉખાણા વગેરે

આ જણાવેલી પ્રવૃત્તિઓમાં ખાસ કરીને નંબર ૩, ૬, તથા ૭ વાળી પ્રવૃત્તિઓ માનસિક વિકાસમાં ઉપયોગી ગણી શકાય. અલબત્ત, આ બધી પ્રવૃત્તિઓને ચાલાકીથી હાથ ધરવાનું કામ બધા ગૃહપતિઓથી બની શકતું ન હતું, તેમજ ઘણી વખત એ પ્રવૃત્તિઓ કાર્યવશાત્ અનિયમિત થઇ જતી; પરંતુ માનસિક વિકાસમાં તેમનો લાભ અમને પૂરેપૂરો જણાયો છે.

**સામાન્ય જ્ઞાન**—વિદ્યાર્થીઓને સામાન્ય જ્ઞાન આપવાની વિદ્યાર્થી ગૃહમાં ધારણા છે અને ચાલુ સમય દરમ્યાન જુદે જુદે પ્રસંગે મુખ્ય ગૃહપતિ મારફત એવું જ્ઞાન આપવાની ઝાંખી એવી યોજના પણ કરી હતી. પરંતુ આ બાબતમાં હજી જોઇએ તેવી રીતસરની યોજના અમે કરી શક્યા નથી. આપણા વિદ્યાર્થીઓ અને ઘણી બાબતમાં ગૃહપતિઓ પણ સામાન્ય જ્ઞાનમાં ઘણા અધૂરા છે એ સુવિદિત છે. અમને લાગે છે કે હવે પછી આ સામાન્ય જ્ઞાનનો પ્રબંધ એકલો મુખ્ય ગૃહપતિના જ મનમાં ન રહેતાં

તેની રીતસરની યોજના કરવી જોઇયે અને એ પ્રમાણે કરીને વિદ્યાર્થીઓનું સામાન્ય જ્ઞાન જે અત્યારે બહુ જ ટુંકું છે તે એકદમ વધારી દેવું જોઇયે.

## ધાર્મિકતા

વિદ્યાર્થીઓમાં ધાર્મિકતા અને સંસ્કારિતાનો ઉદ્‌ભવ થાય તે માટે સંસ્થાના પ્રયત્નો ચાલુ સમય દરમ્યાન અનેક રીતે થયા કર્યા છે.

**શીલ**—ધાર્મિકતા એ લાવી લાવી શકાય તેવી નથી. એ તો જીવન્ત દૃષ્ટાંતથી જગાડી શકાય તેવી વસ્તુ છે. ભવનની શરૂઆત થઈ ત્યારથી જ 'गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तुच्छिन्न संशयाः' એ ભવનનો આદ્ય મંત્ર રહ્યો છે; અને ગૃહમાં ધાર્મિકતા ઉભી કરવાના પ્રયાસો પણ મોટે ભાગે આ મંત્રને જ અવલંબીને રહે છે.

ધાર્મિકતા એ વાતાવરણની ચીજ છે. વિદ્યાર્થીઓ તેને આબોહવામાંથી જ પકડી શકે. આવું વાતાવરણ મોટે ભાગે ગૃહપતિના શીલથી જ ઉભું થાય. ગૃહપતિની પોતાની ભાવનાઓ જેટલી ધાર્મિકતાભરી હોય છે તેટલી જ ધાર્મિકતાભર્યું ગૃહનું વાતાવરણ થાય છે એવો અમારો દૃઢ અનુભવ છે. ચાલુ સમય દરમ્યાન જે જે ભાઇઓએ ગૃહપતિ તરીકે કામ કર્યું છે તેઓની પાસે ગૃહપતિના અંગત જીવનની આ જવાબદારી અનેક પ્રસંગે મુકવામાં આવી હતી. છતાં આ દૃષ્ટિથી જ તપાસીએ તો ગૃહજીવનમાં ઉચ્ચ દૃષ્ટિથી અત્યારે જે ખામીઓ લાગે છે તે બધી અમારા અંગત જીવનના પ્રતિબિંબ રૂપ છે એમ માનવું ખોટું નથી.

ગૃહપતિનું શીલ એ સૌથી અગત્યની વસ્તુ રહી. એ ન હોય એટલે બીજું સઘળું હોય તોપણ નકામું એ પણ ચોક્કસ જ. છતાં એકલા શીલથી અમે પતાવ્યું નથી. વિદ્યાર્થીઓને ધાર્મિકતાનું મૂર્તરૂપ પણ જરૂરનું છે એમ અમે માનીયે છીયે; અને એ માન્યતાને લીધે નીચે જણાવેલા બે પ્રયત્નો અમે ચાલુ સમય દરમ્યાન કર્યા હતાઃ

૧ નિત્યકર્મ—સમૂહપ્રાર્થના

૨ પ્રવચન

**નિત્યકર્મ**—ગૃહમાં વિદ્યાર્થીઓ પોતે જે ધર્મના હોય તે ધર્મની ક્રિયા કરે–જરૂર કરે, એવો અમારો ઝોક રહ્યો હતો. અલબત્ત, વિદ્યાર્થી પોતાની સખત મરજી વિરુદ્ધ પણ ક્રિયા કરે ને કરે જ એવો આગ્રહ કદી

અમે રાખ્યો ન હતો; છતાં પણ કોઇ પણ પ્રકારે વિદ્યાર્થી દિવસમાં એક વખત ચોકસ રીતે પ્રભુનું સ્મરણ કરે એ તરફ તેને દોરવાનો અમે પ્રયત્ન કર્યો હતો. કેટલાએક વિદ્યાર્થીઓ કોઇ કોઇ વખત આળસ વગેરેને લઇને આ કરતા ન હતા અને તેમની પાસે પરાણે એવું નિત્યકર્મ અમે કરાવ્યું પણ નથી. છતાં પણ સમજુ વિદ્યાર્થીઓનો મોટો ભાગ કોઇ અને કોઇ રીતે નિયમિતપણે પ્રભુસ્મરણ કરતો થયો છે એમ અમને લાગ્યું છે.

**પ્રવચન**—ગૃહપતિ અને વિદ્યાર્થીઓ દિવસમાં એક વખત સાથે સરસ્વતીમંદિરમાં સ્તુતિ કરે એવો ગૃહનો જે પ્રબંધ છે તે ચાલુ સમયમાં પણ જારી હતો. વિદ્યાર્થીઓ પહેલાં શાંતિપાઠ અને આચાર્યનું શાસન બોલે, ત્યારપછી ત્રણચાર મિનિટ સૌ ધ્યાન ધરે, અને છેવટે માતૃભાષામાં સ્તુતિ બોલાય એવો આ પ્રાર્થનાનો ક્રમ રાખ્યો હતો.

પ્રાર્થનાને અંતે કોઇ કોઇ વખત મુખ્ય ગૃહપતિ પ્રવચનરૂપે વિદ્યાર્થીઓને બે શબ્દો કહે એવી પદ્ધતિ પણ ચાલુ સમય દરમ્યાન અમે રાખી હતી. આ પ્રવચન જેને આપણે Set-dogma કહીએ છીએ એવાં રૂપનાં તો હતાં જ નહિ, તેમજ વળી વિદ્યાર્થીઓને મોઢાં પકડીને ઉપદેશામૃત પાવાનો પણ પ્રયત્ન તેમાં હતો નહિ. ગૃહમાં જુદે જુદે પ્રસંગે જે જે બનાવો બન્યા હોય, વિદ્યાર્થીઓના મનમાં ગૃહની જે નાનીમોટી હકીકત રમી રહી હોય, શાળાનો, ગૃહનો કે એવો બીજો કોઇ પણ પ્રશ્ન વિદ્યાર્થીઓનાં હૃદયને હચમચાવી રહ્યો હોય, એવે પ્રસંગે તે તે પ્રશ્નને ઉચ્ચ દૃષ્ટિથી કેવી રીતે જોવો અને ઉકેલવો એ મોટે ભાગે આવાં પ્રવચનોનો મુખ્ય ઉદ્દેશ રહેતો. આથી કરીને આ પ્રવચનો મુડદાલ રહેવાને બદલે જીવતાં જેવાં બનતાં અને શાસ્ત્રીય કથાને બદલે સાધારણ બનાવો ઉપર ધાર્મિકતાની દૃષ્ટિથી પ્રકાશ નાખતાં. અમારો ચાલુ સમયનો અનુભવ તો એમ કહે છે કે આવી જાતનાં પ્રસંગોપાત પ્રવચનો વિદ્યાર્થીઓની દૃષ્ટિ કેળવવામાં બહુ ઉપયોગી છે. માત્ર વિદ્યાર્થીઓ ઉન્મુખ ન જણાય ત્યારે ગૃહપતિએ પોતાનું પ્રવચન સંકેલી લેવું જોઇયે. તેમજ જે શબ્દ બોલવાની પોતાની ખરી શ્રદ્ધા ન હોય તે બોલવા ખાતર જ ન બોલવો જોઇયે. આગળ સંગીતના અનુસંધાનમાં જણાવી ગયા પ્રમાણે આ સત્રથી ભવનની પ્રાર્થનાનું એક નવું પાસું ઉઘાડયું છે. દરેક સોમવારે નિયમિત પ્રાર્થનાને બદલે મંજીરાં અને તબલાં સાથે વિદ્યાર્થીઓ અને ગૃહપતિઓ ભજન ગાય છે. કોઇવાર વિદ્યાર્થીઓ માત્ર ભજન સાંભળે એવું પણ કરવામાં આવે છે. આ ભજનો એટલે ખરેખરાં

સંતોનાં વચનામૃતો જ છે. સાદી ભાષામાં પણ સંગીત સાથે વિદ્યાર્થીઓને એમાં રસ વધારે આવે છે; જો કે એ દિવસ એવો છે કે અનિયમિતતાને પરિણામે વિદ્યાર્થીઓ પ્રમાણમાં ઓછા હાજર રહે છે. છતાં અવારનવાર કોઇ કોઇ વાર વિદ્યાર્થીઓ ભજન ગાતા થયા છે એ વાત ધ્યાનમાં લેવા જેવી છે. ખાસ કરીને 'રામ બાણ વાગ્યાં હોય તે જાણે' એ ભજન વિદ્યાર્થીઓને બહુ ગમી ગયું છે અને બધા તે બહુ હોંશથી ગાય છે.

**સેવાભાવ**—સીધી રીતે જેને આપણે ધાર્મિક ન કહી શકીએ એવા અને છતાં જેના વિના ધાર્મિકતા જડ જેવી બની રહે એવા ધાર્મિકતાના પોષક તેમજ તેને પ્રતિબિંબિત કરનારા બીજા પ્રયત્નો પણ ગૃહમાં થાય છે, અને ચાલુ સમય દરમ્યાન પણ થયા હતા. ગૃહપતિનું પોતાનું આદર્શમય જીવન આ સંબંધમાં બહુ અગત્યનું છે એમ તો અમે ઉપર જણાવી ગયા. આ બાબતમાં એથી પણ વધારે મોટો હિસ્સો વિદ્યાર્થીઓના સહજીવનનો છે. વિદ્યાર્થીઓ ગૃહમાં છુટાછુટા માત્ર વ્યક્તિઓ તરીકે જ રહે અને એ રીતે સંઘજીવન વિના ગૃહ ચાલે એ વસ્તુ કોઇ દિવસ પણ ઇષ્ટ માની નથી. ભવનની શરૂઆત થઇ ત્યારથી જ વિદ્યાર્થીઓ ગૃહના વિધેય માત્ર ન બનતાં તેમાં રસપૂર્વક ભાગ લે અને તેનાં જીવતાંજાગતાં અંગો બની રહે એ ઉદ્દેશથી વિદ્યાર્થી મંડળની સ્થાપના કરવામાં આવી છે. આ વિદ્યાર્થી મંડળ ગૃહના જુદા જુદા કાર્યોમાં પરોવાઇ ગયું છે અને એક જ કુટુંબના અંગો ઘરનો વ્યવહાર આપસઆપસમાં વહેંચી લે તે પ્રમાણે ગૃહનાં કાર્યો અંદરઅંદર વહેંચી લઇ પોતાનું આ નાનકડું ઘર ચલાવે છે. આ વ્યવસ્થાને અંગે વિદ્યાર્થીઓમાં સેવાભાવ ઉભો થવા પામે છે અને ગૃહના જુદા જુદા કાર્યો હોંસાતુસી વિના વિદ્યાર્થીઓ ફરજ તરીકે કરવાની તાલીમ મેળવી શકે છે. ચાલુ સમય દરમ્યાન આ વિદ્યાર્થી મંડળમાં ખાસ કરીને દવાખાનાના નેતાને તથા પુસ્તકાલયના નેતાને—એક રીતે બધા નેતાઓને—આવી સેવાનો ખાસ લાભ મળ્યો હતો. વિદ્યાર્થી મંડળનું અસ્તિત્વ આખા ગૃહના વાતાવરણમાં એક પ્રકારનું સ્વાતંત્ર્યનું અને જવાબદારીનું વાતાવરણ ઉભું કરે છે એમ ચાલુ સમય દરમ્યાન સ્પષ્ટ રીતે જણાયું હતું.

**વાચન**—ભવનનું વાચનાલય તેમજ પુસ્તકાલય વિદ્યાર્થીઓની ધાર્મિકતા જગાડવામાં અને પોષવામાં મદદ કરે એ સહજ છે. ચાલુ સમય દરમ્યાન—વિદ્યાર્થી મંડળ તરફથી સરસ્વતીમંદિરમાં સ્વાધ્યાયને માટે પસંદ

કરેલાં અમુક પુસ્તકો જુદાં મુકવામાં આવ્યાં હતાં, અને તેનો થોડોઘણો પણ સારો ઉપયોગ થયો હતો.

**વાર્તાકથન**—ઉપરાંત, ગૃહમાં રાત્રિની પ્રવૃત્તિ તરીકે ચાલતી વાર્તાઓનું કથન આ ધાર્મિકતાનું પોષક ગણી શકાય. એક રીતે બોલીયે તો ગૃહની નાનીમોટી સર્વ પ્રવૃત્તિનું કેન્દ્ર આવી ધાર્મિકતા જ છે. છતાં પણ વાર્તાના કથન દ્વારા આ વસ્તુને સીધી રીતે પહોંચવામાં આવતી હતી.

## વિદ્યાર્થીઓનાં મંડળો

ચાલુ સમય દરમ્યાન એક ખાસ નોંધવા જેવી પ્રવૃત્તિ ગૃહના થોડાએક વિદ્યાર્થીઓએ ખાનગી રીતે સ્થાપેલાં જાતસુધારાનાં મંડળોની છે. સ્વરાજ્ય આશ્રમ, આત્મસુધારક મંડળ, સ્વયંસુધારક મંડળ વગેરે મંડળો આ પ્રમાણે અંદર અંદર પોતાની આંતરશુદ્ધિ માટે મંથન કરતાં હતાં. આ મંડળો શું કરી શક્યાં છે એ કહેવું ઘણું મુશ્કેલ છે, પરંતુ વિદ્યાર્થીઓ પોતે આત્મસુધારણાનો વિચાર કરે અને તે સાધવાને માટે ફક્ત બાથોડીયાં પણ મારે એ ધર્મજીવનની શરૂઆત તો થઇ ચૂકી જ ગણાય.

**ગૃહનાં કામકાજ**—ગૃહમાં આવી જાતના પ્રયત્નોનું એક અંગ ગૃહની જાતમહેનતની ભાવના છે. ગૃહમાં વિદ્યાર્થીઓ ઘણુંખરૂં કામ પોતાને હાથે જ કરે છે. પોતાનાં વાસણ હાથે જ માંજે છે, પોતાનાં કપડાં હાથે ધુએ છે, પોતાનાં નિવાસગૃહો હાથે વાળે છે, પોતપોતાના વિભાગનાં કામો જાતમહેનતથી ઉકેલે છે અને આ ઉપરાંત ગૃહનું સામાન્ય કામ જે પ્રસંગે ઉભું થાય તે પ્રસંગે તેને પહોંચી વળવા બહાર આવે છે. ચાલુ સમય દરમ્યાન ગૃહની મુતરડી સાફ કરવાનું કામ વિદ્યાર્થીઓને જ માથે હતું, અને ખાસ કરીને કેટલાએક નાના વિદ્યાર્થીઓએ પણ એ કામ ઘણા ઉત્સાહથી અને સંપૂર્ણ ચાલાકીથી બજાવ્યું હતું. આને પરિણામે ગૃહની મુતરડી સ્વચ્છતાનો એક આદર્શ બની રહી હતી,—અને તે એટલે સુધી કે ભાવનગર રાજ્યના સ્ટેટ એન્જીનીયર તેમજ મ્યુનિસિપાલિટીના અધિકારી ગૃહની મુતરડી ખાસ જોવા માટે આવ્યા હતા અને શહેરની નિશાળોમાં એવી સ્વચ્છતા રખાવવા માટે નિર્ણય કરી ગયા હતા. આ સિવાય ચાલુ સમયમાં એક માસ સુધી ભવનમાં પટાવાળો ન રાખતાં ભવન આખું

વાળવાનું કામ વિદ્યાર્થીઓએ બધું પોતાને માથે જ લીધું હતું, અને તેમાં જોકે પાછળથી ઉત્સાહ મંદ પડી ગયો હતો, તોપણ એકંદર પ્રયત્ન સ્તુત્ય અને આવકારદાયક જ હતો એમ કહી શકાય.

ઉપર જણાવ્યું તેમ ગૃહની પ્રવૃત્તિઓ માત્ર આ ભાવનાને પોષક છે. રમતો દરમ્યાન વિદ્યાર્થીઓ પરસ્પર નૈતિક વર્તન શીખી શકે છે. દવાખાનું એ તો સેવાના પાઠો શીખવાની મોટી શાળા જ છે. સિવાય ગૃહનાં નાનાં-મોટાં ઘણાં કાર્યોમાં આ ભાવના ખીલે એવી દૃષ્ટિ રાખવામાં આવે છે.

આટલી સારા ગૃહજીવનની રૂપરેખા થઇ. આપણા ગૃહમાં વિદ્યાર્થીઓ સમૂહમાં રહે છે અને કેળવણીની દૃષ્ટિથી આપણું ગૃહ રચવાનું છે, એટલે આ સિવાય બીજુ પણ બે ત્રણ બાબતોમાં આપણા ગૃહના અગત્યના પ્રયત્નોની નોંધ લેવી ઘટે છે.

**વિદ્યાર્થી મંડળની પ્રવૃત્તિઓ**—ગૃહમાં વિદ્યાર્થી મંડળનું કયું સ્થાન છે તે સંબંધે થોડુંઘણું તો આગળ કહેવાઇ ગયું છે. પરંતુ વિદ્યાર્થી મંડળમાં વિદ્યાર્થીઓને વ્યવહારનું જ્ઞાન આપવાની જે યોજના સમાયેલી છે તેનો પણ ઉલ્લેખ કરવો જોઇયે. વિદ્યાર્થીમંડળનાં નીચેનાં ખાતાંઓ ખાસ કરીને વ્યવહારની તાલીમ આપનારાં ગણી શકાય.

૧ ખરીદખાતું
૨ દુકાન
૩ અનામતખાતું
૪ વિદ્યાર્થી–ગૃહપતિઓ

ગૃહનો પરચુરણ સામાન અઠવાડીયામાં એક વખત વિદ્યાર્થી મંડળના વિદ્યાર્થીઓ ખરીદ કરી લાવે છે, અને એ રીતે બજારનો તેમજ કરકસરનો અભ્યાસ કરી લે છે. ચાલુ વર્ષમાં ખરીદ કરનારા વિદ્યાર્થી જયન્તિલાલે આ સંબંધમાં સારી ચીવટ અને કુશળતા બતાવ્યાં હતાં. ચાલુ સમય દરમ્યાન વિદ્યાર્થીઓ ભાવતાલની ચોકસાઇ કરી ખરીદ કરતા થયા છે એમ કહેવું જોઇયે.

વિદ્યાર્થીઓને ઉપયોગી ચીજો માટે તેમને અવારનવાર ગામમાં દોડવું ન પડે, અને સાથે સાથે પોતાનું કામ પોતાને હાથે ચલાવવાની તાલીમ મળે એ ઉદ્દેશથી વિદ્યાર્થી મંડળની દુકાન ચાલે છે. વિદ્યાર્થી મંડળની દુકાનના નેતા પોતાના સહાયક વિદ્યાર્થીઓની મદદથી બધો કારભાર ચલાવે છે અને તેનો રીતસર હિસાબ રાખે છે. ચાલુ સમય દરમ્યાન વિદ્યાર્થી જમનાદાસ દાણીએ આ વિભાગમાં શરૂઆતમાં થોડીઘણી મુશ્કેલીઓ પડયા

છતાં છેવટે દુકાનના કામમાં ઘણો સંતોષ આપ્યો હતો. અલબત્ત, સાધારણ રીતે દુકાનનું કામ કરવામાં વધારે ચોકસાઇ અને સમયની જરૂર પડે છે, એટલે ઘણીવાર શરૂઆતમાં વિદ્યાર્થીઓ એ કામ લેતાં અચકાય છે.

અનામતખાતું પણ વિદ્યાર્થીઓ જ ચલાવે છે. વિદ્યાર્થીઓના પરચુરણ ખર્ચ માટે મળેલા અનામત રૂપીયાનો હિસાબ આ ખાતું રાખે છે, અને તેનો રીતસર આંકડો સત્રને અંતે વિદ્યાર્થીઓનાં માબાપો પર મોકલી દેવામાં આવે છે.

આ સિવાયનાં પણ વિદ્યાર્થી મંડળના બીજાં ખાતાંઓ જેવાં કે ભોજન, સ્વચ્છતા, દવાખાનું વગેરેમાંથી વિદ્યાર્થીઓને વ્યવસ્થાપૂર્વક કામ કરવાની વ્યવહારૂ તાલીમ મળી જાય છે. જેમકે ચાલુ સમય દરમ્યાન બે દિવસ સુધી ભવનનું રસોડું બંધ કરવામાં આવ્યું હતું, નોકરોને સૌને રજા આપવામાં આવી હતી અને રાંધવાનું કામ વિદ્યાર્થીઓને હાથે કરવાનું હતું. દરેક વિદ્યાર્થીને તેનું જુદું સીધું, બળતણ વગેરે સામાન આપવાની વ્યવસ્થા કરી હતી; અને વિદ્યાર્થીને એકલા અથવા બે ચાર મળીને–જેમ ફાવે તેમ–હાથે રસોઈ કરવાની હતી. બાલમંદિર પાસેના ટેકરા ઉપર આ સ્વયંપાકની ટુકડીઓ પડી હતી, અને બહુ જ ગમ્મતથી, હાથે દાઝતાં દાઝતાં, છતાં શોખથી, રાંધ્યું ભોજન કરતી હતી. ઉપરાંત, રજાને દિવસે બ્રાહ્મણ વિદ્યાર્થીઓ પોતાના વારા પ્રમાણે રસોઈ કરવા માટે રસોડામાં ભાગ લેતા હતા.

ચાલુ સમય દરમ્યાન અઠવાડીયામાં બે દિવસ ગૃહના જુદા જુદા વિદ્યાર્થીઓને મુખ્ય ગૃહપતિનું કામ કરવા ઉપર મુકવામાં આવ્યા હતા. બેશક, મુખ્ય ગૃહપતિનું ઉચ્ચ પ્રકારનું કામ આ વિદ્યાર્થીઓના ખ્યાલમાં આવે એમ આપણે માની શકીયે નહિ; પરંતુ એ કામથી કામ કરનાર વિદ્યાર્થીઓમાં જે જવાબદારીની બુદ્ધિ, ગંભીરતા, મુખ્ય ગૃહપતિના કામની કદર, વિદ્યાર્થી–ગૃહપતિને પણ માન આપવાની ફરજ વગેરે ઉભાં થઇ શકે છે, અને એ રીતે વિદ્યાર્થી અને મુખ્ય ગૃહપતિનું સંધાન વધારે ચોકસાઇથી થાય છે એવો અમને અનુભવ થયો છે.

**વિદ્યાર્થી મંડળ ભવનની બહાર**—ચાલુ સમય દરમ્યાન વિદ્યાર્થી મંડળે પોતે ગૃહનું કેવું જીવતુંજાગતું અંગ છે તે સ્પષ્ટતાથી બતાવી આપ્યું ગણાય. ઈ. સ. ૧૯૨૧ ના જુલાઇ–ઑગસ્ટ મહિનામાં ભવનને વિદ્યાપીઠ સાથે જોડવાના સંબંધમાં વ્યવસ્થાપકમંડળમાં મોટો મતભેદ

ઉભો થયો હતો, અને એ મતભેદને અંગે ભવનનું અસ્તિત્વ ડોલાયમાન થઇ રહ્યું હતું. આ પ્રસંગે ભવનના આજીવન સભ્યોએ પોતાનાં રાજીનામાં આપ્યાની વાત વિદ્યાર્થીઓએ જ્યારે જાણી ત્યારે વિદ્યાર્થી મંડળની એક ખાસ બેઠકમાં ભવનને કોઇ પણ રીતે ટકાવી રાખવાનો વિદ્યાર્થીઓએ નિશ્ચય કર્યો, અને તેને અંગે વ્યવસ્થાપક મંડળના પોતાના પ્રતિનિધિ શ્રી૦ કરણસિંહ લાલસિંહ ઠાકોરને તેમણે પોતાનો વિચાર જાહેર કર્યો. પરંતુ એ ભાઇની માન્યતા વિદ્યાર્થીઓની માન્યતાની વિરુદ્ધ હોવાથી વિદ્યાર્થીઓએ પોતાને ખર્ચે ગામેગામ ફરી વિદ્યાર્થીઓનાં માબાપો પાસેથી તેમની સહી લઇ એક લાંબો કાગળ વ્યવસ્થાપક મંડળ ઉપર મોકલી આપ્યો, અને એ રીતે પોતે ભવનના હિતાહિતમાં કયું સ્થાન ભોગવે છે તેનો વ્યવસ્થાપક મંડળને સ્પષ્ટ ખ્યાલ આપ્યો. પરંતુ વ્યવસ્થાપક મંડળે ઘડીભર આ આખી હીલચાલને જરાપણ ગણકારી ન હતી. સુભાગ્યે વિદ્યાર્થીઓનો પ્રયત્ન એક નહિ તો બીજી રીતે પ્રભુએ ફળીભૂત કર્યો છે.

**વિ. મં. અને રાજકીય તાલીમ**—વિદ્યાર્થી મંડળ બીજી દૃષ્ટિથી જોતાં રાજકીય તાલીમનું સ્થાન પણ ગણી શકાય. અહીં વિદ્યાર્થીઓ પોતાના મંડળ દ્વારા ગૃહનું સ્વરાજ્ય ચલાવવાની તાલીમ મેળવે છે અને એ સ્વરાજ્યને માટે કયા કયા ગુણોની જરૂર છે તેની છેવટ ઝાંખી પણ પામે છે.

## રેંટીયો ને વણાટ

ઉપરાંત, દેશનો આર્થિક પ્રશ્ન ગૃહમાં ઉકેલવાનો પ્રયત્ન પણ ચાલુ સમય દરમ્યાન કર્યો હતો. આપણા ગૃહજીવનમાં થોડા સમય ઉપર રેંટીયાને સારૂં એવું સ્થાન હતું, અને આજે પણ મહાત્મા ગાંધીજીના આદેશ અનુસાર ગુજરાતી રાષ્ટ્રીય શાળાઓમાં તેનું સ્થાન ઉભું થયું છે.

**રેંટીયાની પ્રગતિ**—ચાલુ સમય દરમ્યાન ગૃહમાં રેંટીયા ચાલતા હતા. કાંતવાનો આખો પ્રશ્ન તદ્દન નવો હોવાથી વિદ્યાર્થીઓ જોઇયે એટલા ઉત્સાહથી આ કામ તરફ વળ્યા ન હતા. છતાં પણ છેવટના સમયમાં તો વિદ્યાર્થીઓનું સારૂં વલણ જણાયું હતું. ભવનના કેટલાએક વિદ્યાર્થીઓ તો ગાંધી જયન્તિના ઉત્સવમાં કાંતવાની હરિફાઇમાં ઇનામ પણ મેળવી શક્યા હતા.

હજુ સુધી આ કાંતવાના પ્રયોગમાં ગૃહને આર્થિક લાભ થયો નથી, પરંતુ અમને આશા છે કે હવે પછીથી એ કંતામણ થોડુંઘણું પણ અર્થદાયી થશે.

**ભાવિ વણાટશાળા**—પણ આ અર્થદાયીપણાની તેની કિંમત આપણે હાલતુરત બાજુ પર મુકીયે. ભવનમાં જતે દિવસે વણાટશાળા ખોલવાનો આપણો ઇરાદો છે. તે કામને આપણા વિદ્યાર્થીઓ હાથનું કાંતેલું સુતર પૂરૂં પાડી શકે એ એની મોટી કિંમત છે. ચાલુ સમય દરમ્યાન નીચે જણાવેલા પાંચ વિદ્યાર્થીઓને વણાટનું કામ શીખવાને માટે પ્રથમ ગોન્ડળ, ત્યાંથી નડીયાદ અને ત્યાંથી સત્યાગ્રહાશ્રમમાં મોકલવામાં આવ્યા છે. આ વિદ્યાર્થીઓ દીવાળી સુધીમાં પોતાનું કામ શીખી લઈ ભવનમાં આપણી સ્વતંત્ર વણાટશાળા ઉભી કરી શકશે એવો અમારો વિશ્વાસ છે. શરૂઆતમાં એક બે વિદ્યાર્થીઓને આ કામ બરાબર ફાવ્યું ન હતું, પરંતુ તેમના અધ્યાપકોના તેમજ તેમના પોતાના પાછળના કાગળો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તેઓ સંતોષકારક કામ આપે છે અને ધારી મુદતમાં તૈયાર થઈ ભવનને પણ કામ આપશે. આ વિદ્યાર્થીઓ વણાટશાળા કાર્યભવનનો આર્થિક પ્રશ્ન બહુ થોડે અંશે પણ ઉકેલી શકે એવી અમારી આશા છે.

આ વિદ્યાર્થીઓ તે જમનાદાસ, છોટાલાલ, નાનાલાલ, જેઠાલાલ અને અમીચંદ છે. એ વિદ્યાર્થીઓ હવે તો આવી ગયા છે. તેમાંથી પહેલા બે જણાઓએ પોતાનો અભ્યાસ નિયમિત રીતે ચાલુ કરી દીધો છે. બીજા ત્રણ જણા પૈકી પણ ભાઇ અમીચંદ એ કામમાં સૌથી વધારે દીપી નીકળશે એવી અમને શ્રદ્ધા છે.

વણાટશાળા તો હજુ શરૂ નથી થઇ, પરંતુ પીંજણનું કામ શરૂ થયું છે અને અત્યારે ચાર પીંજણો ચાલે છે; જોકે સમયના અભાવને લઇને કાંતવા માટે જોઇયે તેટલી પૂણીઓ તેમાંથી પૂરી પડતી નથી.

રેંટીયા કે પીંજણ વગેરે માટે સ્વતંત્ર મકાન નથી તેથી પણ મુશ્કેલી ઘણી આવે છે. છેક ગયા ઑક્ટોબર સુધી રેંટીયા નિવાસગૃહોમાં રહેતા, અને એથી પરિણામ એ આવતું કે રાત્રે સુવામાં તેમ જ દિવસે વાચનની શાન્તિમાં બહુ અડચણ આવતી. હાલ તુરતમાં તો સરસ્વતીમંદિરને રેંટીયા-શાળા બનાવી એ પ્રશ્નની ચાલુ મુશ્કેલીને દૂર કરી છે; અને ધાર્યા પ્રમાણે સત્યાગ્રહાશ્રમ તરફથી વણાટશાળાનું મકાન તૈયાર થઇને મળે તો એટલી મુશ્કેલી તો જરૂર દૂર થાય.

# ગૃહનાં બીજાં અંગો

**શાળાને મદદરૂપે**—ગૃહ સુઘટિત અને સંસ્કારી ગૃહજીવન આપવા ઉપરાંત શાળાને અનુકૂળ વાતાવરણ પણ ઉભું કરે છે. માનસિક વિકાસના સીધા પ્રયાસ તરીકે જુદા જુદા વિષયોનું શિક્ષણ આપવાનો પ્રયત્ન ગૃહની મર્યાદા બહાર છે, પરંતુ વિદ્યાર્થીઓને શાળાના પાઠો તૈયાર કરવામાં પુરતી મદદ કરવી અને એથી પણ વધારે અભ્યાસમાં જરૂરી એવું વાતાવરણ ગૃહમાં પણ દાખલ કરવું એટલું ચાલુ સમય દરમ્યાન અમે કર્યું છે. વિદ્યાર્થીઓની વાચન ઉપર અભિરુચિ થાય, અભ્યાસ માટે જે શાન્તિ જોઇયે તે ગૃહમાં પૂરતા પ્રમાણમાં જળવાય, અભ્યાસમાં કાચા વિદ્યાર્થીઓને ગૃહપતિ તરફથી તેમજ વિદ્યાર્થીઓ તરફથી જોઇતી મદદ મળે, હોશીયાર છતાં આળસુ વિદ્યાર્થીને આળસ માણવાની તક ઓછી મળે, આ અને આવી બીજી બાબતો ઉપર ગૃહમાં ધ્યાન આપવામાં આવે છે.

સિવાય, કોઇકોઇવાર રાત્રિએ જુદા જુદા વર્ગના વિદ્યાર્થીઓ પોતાની ટુકડીઓ પાડી એકાદ વિષયના અભ્યાસને શીખવવાનો પ્રયાસ કરે છે. ઉપરાંત, આખી શાળા અને શાળાના શિક્ષકો તરફ વિદ્યાર્થીઓનો સદ્ભાવ જામ્યા રહે અને શાળા તથા ગૃહની વચ્ચે સામાન્ય જીવનમાં જે મોટો અંતરાય પડી ગયો છે તે અંતરાય ભવનમાં તુટી જાય તે માટે ખાસ લક્ષ રાખવામાં આવ્યું હતું. ચાલુ સમય દરમ્યાન ગૃહપતિઓ પોતાના વિભાગના વિદ્યાર્થીઓ વર્ગમાં કેવા ચાલે છે વગેરે જાતે જોવા માટે શાળામાં ખાસ વર્ગ ચાલતી વખતે અવારનવાર હાજર રહ્યા હતા. ઉપર જણાવેલા ગૃહના પ્રયત્નો તેમજ બીજા શાળાના પ્રયત્નોથી વિદ્યાર્થીઓમાં જે શક્તિ આવે તેને પ્રગટ થવા દેવા માટે અને એ રીતે તેને વધારવાને માટે ગૃહમાં જુદાં જુદાં ક્ષેત્રો ઉભાં કરવામાં આવે છે. આવાં ક્ષેત્રોમાં નીચેની બાબતો મુકી શકાય:

| | |
|---|---|
| ૧ સંમેલનો | ૪ અંતકડી |
| ૨ પ્રવાસો | ૫ વ્યાખ્યાનો—ચર્ચાસંઘ |
| ૩ તહેવારો | ૬ માસિક |

ચાલુ સમય દરમ્યાન ખાસ કરીને હોળી અને વસંતપંચમીના રોજ એમ બે મોટાં સંમેલનો કરવામાં આવ્યાં હતાં. સામાન્ય રીતે હોળીને દિવસે ગૃહમાં એક મોટું સંમેલન કરવાની પ્રથા પડી ચૂકી છે. આ

સંમેલનમાં વિદ્યાર્થીઓ પોતે તૈયાર કરેલા કેટલાએક નાટયપ્રયોગો વગેરે ખાસ ભજવી બતાવે છે. ચાલુ સમય દરમ્યાન બે હોલિકાસંમેલનો આવ્યાં હતાં, તેમાંના બીજા પ્રસંગે ઠેઠ નાટયપ્રયોગો શરૂ થવાને વખતે મહાત્મા ગાંધીજી કેદ પકડાયા તે નિમિત્તે સંમેલન બંધ રાખવું ઉચિત છે એવી ભાવનગરના અગ્રેસરોની સલાહને અનુસરીને સંમેલન બંધ રાખ્યું હતું. આવા સંમેલનમાં ભજનો, દુહાઓ, હોળી પ્રગટ કરવી, ધાણીદાળીયા વગેરે ખાવા, આવો આખા દિવસનો કાર્યક્રમ રહે છે; અને ભાવનગર શહેરના પ્રતિષ્ઠિત માણસો પણ આ દિવસે વિદ્યાર્થીઓની સાથે ભાગ લેવા આવી ચડે છે.

ભવનમાં સામાન્ય રીતે જે જે ઉત્સવોની રજા પાડવામાં આવે છે, તે તે ઉત્સવ અમુક રીતે ઉજવાય એવી પ્રણાલિકા ગૃહમાં પડતી આવે છે. ચાલુ સમય દરમ્યાન રામનવમી, જન્માષ્ટમી, વસંતપંચમી, હોળી, નવરાત્રી લોકમાન્યની જયન્તિ, મહાત્મા ગાંધીની જયન્તિ, રાષ્ટ્રીય સમાહ, ગુરુપૂર્ણિમા, શરદ પૂનમ, બળેવ, વ્રતુધારિણી એકાદશી, ભવનની સ્થાપનાનો દિવસ, શિવરાત્રિ વગેરે ઉત્સવોને તે તે ઉત્સવને અનુરૂપ કાર્યક્રમથી ઉજવવામાં આવ્યા હતા. આ ઉત્સવો દરમ્યાન વિદ્યાર્થીઓએ ઉત્સવોની જુદી જુદી ગોઠવણમાં જાતે જ કામ કર્યું હતું અને ઉત્સવોની શોભા વગેરે યોજ્યાં હતાં. કેટલાએક ઉત્સવોને પ્રસંગે વિદ્યાર્થીઓએ વિક્ટોરીયા પાર્ક જઈ વનભોજનનો પણ આનંદ લીધો હતો.

આ જ પ્રમાણે પ્રવાસો દરમ્યાન પણ પ્રવાસની નાની મોટી સવ ગોઠવણમાં વિદ્યાર્થીઓએ જ પોતાની યોજનાશકિત, સેવાભાવ, આજ્ઞાપાલકતા, સમયસૂચકતા, સૃષ્ટિસૌંદર્યનો શોખ વગેરે અનેક રીતે દાખવ્યાં હતાં.

આ સિવાય માસિકની પ્રવૃત્તિમાં વિદ્યાર્થીઓની શકિતને સારૂં એવું ક્ષેત્ર મળે છે. ચાલુ સમય દરમ્યાન કયા કયા વિદ્યાર્થીઓએ કયા કયા લેખો લખ્યા છે તે પરિશિષ્ટ ઉપરથી જોઇ શકાશે. હજી બધા વિદ્યાર્થીઓ માસિકમાં લખતા થયા નથી, અને જેઓ લખે છે તેઓને વાર્તાઓ સિવાય બીજા વિષય ઉપર લખવાની આદત નથી. પરંતુ ધીમે ધીમે વિદ્યાર્થીઓમાં લખવાનો શોખ અને શકિત વધતાં જાય છે. વધારે અગત્યની હકીકત તો એ છે કે ગૃહના અને ભવનના ચાલુ પ્રશ્નો ઉપર વિદ્યાર્થીઓ પોતાના વિચારો પ્રગટ કરતા થયા છે, અને ગૃહને આદર્શ સ્થિતિમાં મુકવા માટે આખું માસિક પ્રયત્ન કરી રહ્યું છે. પરિસ્થિતિ વશાત્ 'વિદ્યાર્થી'

માસિક વિદ્યાર્થીઓનું હોવા છતાં એક રીતે એકલા ગૃહજીવનનું માસિક થયું છે, અને શાળાજીવનનું પ્રતિબિમ્બ તેમાં જોઇયે તેવું પડ્યું નથી. પરંતુ આ બાબત ઉપર વિદ્યાર્થીઓનું લક્ષ ગયું છે એટલે લાંબા વખત સુધી તેનો ઝોક આવો એકતરફી નહિ રહે.

અંતકડી એ નાના વિદ્યાર્થીઓની બહુ રસની ચીજ છે. કવિતાની કડીઓ બોલવી અને કડીના છેલ્લા અક્ષરથી બીજી નવી કવિતા શરૂ કરવી એ જાતની વિદ્યાર્થીઓની હરિફાઇ ગૃહમાં ઘણીવાર ચાલી રહે છે. આ હરિફાઈ અંતકડીના કેટલાએક અલિખિત છતાં સર્વમાન્ય નિયમો પ્રમાણે ચાલે છે, અને જીવનમાં યાદ રહી ગયેલ સાહિત્યના ફકરાઓ વિદ્યાર્થીઓ કેવી રીતે સ્મૃતિમાં સાચવી રાખે છે તથા તેની લિજ્જત લે છે તે આવે પ્રસંગે જોઈ શકાય છે. અલબત્ત, કોઇકોઇવાર સામા પક્ષને હરાવવાની બુદ્ધિથી વિદ્યાર્થીઓ તરતને માટે થોડીએક કવિતાઓ ગોખી લે છે ખરા ! પરંતુ ચતુર ગૃહપતિ આવી ખોટી હરિફાઇનું નિવારણ સહેલાઇથી કરી શકે છે. ચાલુ સમય દરમ્યાન ગૃહમાં ચર્ચા વિષયક સભાઓ બહુ જ ઓછી થઇ છે. ગૃહના વિદ્યાર્થીઓમાં જુદા જુદા વિષયની બન્ને બાજુઓ ઉપર રીતસરની ચર્ચા જમાવવાની શક્તિ હજી તો આવતી જાય છે; છતાં જન્માષ્ટમીને દિવસે ભાવનગર સેવાસમિતિ તરફથી શ્રીકૃષ્ણના જન્મ પ્રસંગે જ્યારે વિદ્યાર્થીઓને વ્યાખ્યાન આપવાની યોજના થઇ હતી ત્યારે ગૃહના ત્રણ વિદ્યાર્થીઓએ એ વ્યાખ્યાનમાં સારાં ઇનામો મેળવ્યાં હતાં

## ગૃહની પરચુરણ હકીકતો

સિવાય, ગૃહની કેટલીએક પરચુરણ હકીકતો નોંધવાની બાકી રહે છે.

**સંખ્યા**—ગૃહમાં ચાલુ સાલ દરમ્યાન સરેરાશ ૯૦ વિદ્યાર્થીઓ હતા. સત્રની શરૂઆતમાં વિદ્યાર્થીઓની સંખ્યા સારી હતી, પરંતુ પાછળથી ગુજરાત વિદ્યાપીઠ સાથે ભવનને જોડવાનો પ્રશ્ન ઉપસ્થિત થતાં ભવનના કાર્યવાહકોમાં તીવ્ર મતભેદ ઉભો થયો અને ખુદ ભવનમાંથી આજીવન સભ્યો નીકળી જશે એવો ભય થયો, એટલે ઘણાં માબાપોએ પોતાના પુત્રોને માટે બીજી વ્યવસ્થા કરી લીધી, અને કેટલાએક વિદ્યાર્થીઓ અંત્યજ સ્પર્શને નિમિત્તે પણ ન આવ્યા. ચાલુ સત્રને અન્તે ભવનમાં ૧૦૦ થી વધારે વિદ્યાર્થીઓ થઇ જાય એવાં ચિહ્નો દેખાયાં હતાં, અને સંખ્યા ૧૦૩ સુધી

તો થઇ હતી પણ ખરી; પરંતુ નવા આવનારાઓને ન ગમવાથી વગેરે કારણોને લઇ વિદ્યાર્થીઓ છૂટી જતાં વર્ષ આખરે હજી પણ ૯૫ વિદ્યાર્થીઓ ભવનમાં હાજર છે.

**ગૃહપતિઓ**—ગૃહમાં ચાલુ સમય દરમ્યાન ત્રણ ગૃહપતિઓ કામ કરતા હતા. શ્રીયુત ધુંસાલાલભાઈ ગયા પછી થોડો વખત એ ગૃહપતિથી ચલાવવું પડ્યું હતું. બીજા સત્રને અન્તે ભવનના જૂના વિદ્યાર્થી ભાઈ માધવજી ભવનમાં ગૃહપતિ તરીકે જોડાયા હતા. ચાલુ સમય દરમ્યાન ભવનના જૂના વિદ્યાર્થી ભાઈ ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ થોડો સમય મુખ્ય ગૃહપતિ તરીકે રહ્યા હતા અને એ ટુંક સમયમાં ગૃહના ઘણા પ્રશ્નોનો તેમણે સરસ રીતે પકડ લઇ લીધો હતો. દરમ્યાનમાં શાળાના ગણિત શિક્ષક ભાઈ સંતોકરામભાઈ શાળામાંથી મુક્ત થયા એટલે ભાઇ ગોપાળરાવને ગણિતશિક્ષણ સંભાળવું પડ્યું હતું, અને ભાઇ નૃસિંહપ્રસાદ જેઓ થોડો વખત એકલા નિયામક બન્યા હતા તેમને એ પદને ગૌણ કરી મુખ્ય ગૃહપતિનો અધિકાર ફરીથી સંભાળવો પડ્યો હતો. આમ છતાં ભવનની નાણાં સંબંધી કફોડી સ્થિતિને પહોંચી વળવા માટે શ્રી. નૃસિંહપ્રસાદભાઇને ફંડ માટે જવું પડે છે, એટલે ભાઇ ગોપાળરાવને શાળામાંથી મુક્ત કરી ગયા ઑગસ્ટથી પાછા ભવનમાં મુખ્ય ગૃહપતિના કામ પર મુકવામાં આવ્યા છે.

**નોકરચાકર**—ગૃહના નોકરોનાં નામ વગેરે પરિશિષ્ટ વાંચવાથી જણાશે. ગૃહમાં મુખ્ય રસોયા તરીકે ભાઈ ગૌરીશંકરનું કામ સંતોષકારક જણાયું છે. તેમના આવ્યા પછી ગૃહનું રસોડું વધારે સ્વચ્છ અને વધારે સ્થિર થયું છે એમ કહી શકાય. બીજા રસોયાઓ પણ ચાલુ સમય દરમ્યાન ઠીકઠીક કામ કરતા હતા. ગૃહના કારકુન તથા કોઠારીનું કામ પણ સાધારણ રીતે સંતોષકારક ગણી શકાય. ગૃહની બાઇઓ તો આવતીજતી જ હોય છે, એટલે તેમની પાસેથી તો લેવાયું તેટલું કામ લેવાયું એમ અમે માન્યું છે. આપણી સ્વચ્છતા, આપણી કામની દાનત વગેરે આવી આવતી જતી બાઇઓમાં બહુજ ઓછાં દેખાય એ સ્વાભાવિક છે.

**બીજી બોર્ડિંગનો પરિચય**—ચાલુ સમય દરમ્યાન ભાવનગર શહેરની બીજી બોર્ડિંગોના વિદ્યાર્થીઓને એ દિવસ આપણા ગૃહમાં રહેવા માટે ખાસ નિમંત્રવામાં આવ્યા હતા. આપણા વિદ્યાર્થીઓ શહેરની બીજી બોર્ડિંગોના વિદ્યાર્થીઓની સાથે હળેમળે, એકબીજાની રહેવા કરવાની

રીતો એકબીજા જુએજાણે, ભવનની બહાર વિદ્યાર્થી આલમ કેમ રહે છે અને શું વિચારે છે તેની આપણા વિદ્યાર્થીઓને ખબર પડે અને આપણા ગૃહજીવનનો પેગામ ગુપ્ત રીતે પણ બહાર ફેલાય વગેરે આવી જાતની યોજનાના ઉદ્દેશો હતા. બધા વિદ્યાર્થીઓ સાથે મળી આ દિવસ વિક્ટોરીયા પાર્કમાં ગાળવા માટે ગયા હતા, અને ત્યાં આપણા ગૃહપતિઓની સાથે અતિથિ વિદ્યાર્થીઓએ અનેક રીતે વાર્તાવિનોદ કરી વિચારોની આપલે કરી હતી.

---

# વિનયમંદિર

## ઇતિહાસ

"શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન માત્ર એક બોર્ડિંગ ન રહેતાં સારૂં ગુરુકુળ બને અને તેમાં વસતા વિદ્યાર્થીઓ ઉત્તમ મનુષ્યત્વ પ્રાપ્ત કરે" એ લક્ષ સિદ્ધ કરવા સંસ્થાના આદ્ય ચાલકોને એક સ્વતંત્ર શાળા સ્થાપવાની આવશ્યકતા જણાતાં તેઓએ એ દિશામાં પ્રયત્નો કરવાની શરૂઆત કરી, અને એ પ્રયત્નોને પરિણામે ઇ. સ. ૧૯૧૮ના જુનની તા. ૧લીના દિવસે શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાલયને ખુલ્લું મુકવાનું બન્યું. અહેવાલ વાળાં વર્ષો દરમ્યાન વિદ્યાસભાના ખાસ ઠરાવથી આ વિદ્યાલયનું નામ વિનય-મંદિર રાખવામાં આવ્યું.

# સ્થળ

આ વિનયમંદિર ભાવનગરથી દક્ષિણ દિશામાં તખ્તેશ્વર મહાદેવની પવિત્ર છાયામાં આવેલું છે. મકાન શહેરની બહાર હોવાથી તેને ખુલ્લી અને સ્વચ્છ હવાનો સંપૂર્ણ લાભ મળતો રહે છે. વિનયમંદિરની આસપાસનું વાતાવરણ વિદ્યાર્થીજીવનનું પોષક અને શાન્તિપ્રદ ગણી શકાય.

# ઉદ્દેશ

શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાલયની સ્થાપનાને દિવસે પ્રસિદ્ધ કરવામાં આવેલા અભ્યાસક્રમની પ્રસ્તાવનામાંથી વિદ્યાલયનો ઉદ્દેશ નીચે પ્રમાણે જોઈ શકાય છે:

"આ ભવનનો મુખ્ય ઉદ્દેશ વિદ્યાર્થીઓને ઉત્તમ મનુષ્ય બનાવવાનો છે. વિદ્યાર્થીજીવનને ઉન્નત કરવા માટે ઉચ્ચ જીવનનું વાતાવરણ શક્તિ અનુસાર ઉભું કરવું અને એવા વાતાવરણની ગુપ્ત પણ પોષક અસર તેમના પર થવા દેવી, તેમજ જીવનમાં જે શક્તિ અને જ્ઞાન જરૂરનાં છે તે સાક્ષાત્ શિક્ષણ દ્વારા બને તેટલાં પૂરાં પાડવાં એ અમારૂં લક્ષ છે. વિદ્યાર્થીભવન ગૃહ અને શાળા એ બન્ને વિભાગો દ્વારા એ લક્ષને પહોંચવાનો પ્રયત્ન કરશે."

"આપણા શહેરમાં બે હાઈસ્કૂલો છે, છતાં આ વિદ્યાલયને અવકાશ નથી એમ તો નથી જ. આપણે ત્યાં અત્યારે ચાલતી શિક્ષણપદ્ધતિ અનેક રીતે દૂષિત છે. આપણા શિક્ષકોને પોતાના ધંધાનું ગૌરવ નથી, અભ્યાસક્રમનું આખું ધોરણ અનેક રીતે અયોગ્ય છે, અને સૌથી વધારે તો સરસ્વતી દેવીના મંદિરમાં જે સત્ત્વપોષક વાતાવરણ જોઇયે તે ત્યાં નથી. આ દોષો દૂર કરવાનો આ વિદ્યાલય પ્રયત્ન કરશે."

આ ઉદ્દેશને પહોંચી વળવા માટે આ વિનયમંદિરે કેટકેટલું કર્યું છે તેનો આ અહેવાલ ઉપરથી નિર્ણય કરવાનું અમે સમાજને સોંપીયે છીયે.

# વિશિષ્ટતાઓ

આ મંદિરની વિશિષ્ટતાઓ નીચે પ્રમાણે છે:

૧ ઉદ્દેશાનુસાર અભ્યાસક્રમ
૨ શિક્ષકનું શાળામાં પ્રમુખસ્થાન
૩ અભ્યાસક્રમમાં ધાર્મિક શિક્ષણને સ્થાન
૪ માતૃભાષા દ્વારા શિક્ષણ
૫ હાથકારીગરી—સુતારકામ
૬ શિક્ષણપદ્ધતિમાં ફેરફાર
૭ શિક્ષક અને શિષ્યનો હિતાવહ સંબંધ
૮ પાઠ્યપુસ્તકો રચવાની પ્રવૃત્તિ
૯ શિક્ષકમંડળની પ્રવૃત્તિ
૧૦ 'શ્રી દક્ષિણામૂર્તિ' માસિક
૧૧ 'શરીર વિકાસ' માસિક
૧૨ અભ્યાસક્રમમાં જ કસરતને સ્થાન
૧૩ બાલવાર્તા દ્વારા નિબંધશિક્ષણની શરૂઆત
૧૪ લોકવાર્તાનું કથન
૧૫ વિદ્યાર્થી—શિક્ષકો
૧૬ શિક્ષક—પરીક્ષાઓ
૧૭ શિક્ષા અને ઇનામની પદ્ધતિનો બહિષ્કાર
૧૮ પરીક્ષાઓના ધોરણમાં મોટો ફેરફાર
૧૯ દોકડા વગેરે આપવાથી ઉભી થતી સ્પર્ધાવાળી પદ્ધતિનો ત્યાગ
૨૦ વિનયમંદિરનું પોતાનું પુસ્તકાલય
૨૧ કેળવણીને અને શિક્ષણપદ્ધતિઓને જેમ બને તેમ રાષ્ટ્રીય બનાવવાનો ઉદ્દેશ અને પ્રયત્ન.
૨૨ જેમ બને તેમ સંસ્થાએ પોતે જ રચેલાં પાઠ્યપુસ્તકોનો અભ્યાસ
૨૩ હિન્દી ભાષાનું ફરજીયાત શિક્ષણ
૨૪ અંગ્રેજી ભાષાનું શિક્ષણ વૈકલ્પિક
૨૫ શિક્ષણ વિષયક વ્યાખ્યાનો માટે અધ્યાપનમંદિરમાં ગોઠવણ
૨૬ નામાનું શિક્ષણ

૨૭ સમૂહપ્રાર્થના
૨૮ સંગીતશિક્ષણ
૨૯ ગૃહમાં નહિ રહેતા એવા વિદ્યાર્થીઓને પણ શાળામાં ભણવાની છૂટ.

૫, ૨૩, ૨૪, ૨૫, ૨૬, ૨૭ તથા ૨૮ આંકવાળી વિશિષ્ટતાઓને નવું સ્થાન આપવામાં આવેલું છે.

આ વિશિષ્ટતાઓ સંબંધે હવે પછીથી લખવામાં આવશે.

## શિક્ષકો

અહેવાલનાં એ વર્ષ દરમ્યાન વિનયમંદિરમાં નીચે લખેલા શિક્ષક ભાઈઓએ કામ કર્યું હતું.

| | | |
|---|---|---|
| ૧ | શ્રી. હરિશંકર દુર્લભજી ત્રિવેદી | આચાર્ય |
| ૨ | ,, ગણેશ સદાશિવ તળવળકર | શિક્ષક |
| ૩ | ,, સંતોકરામ પ્રેમજી ભટ | ,, |
| ૪ | ,, નંદલાલ રેવાશંકર ત્રિવેદી | ,, |
| ૫ | ,, ડાહ્યાલાલ હરગોવિંદ જાની | ,, |
| ૬ | ,, ગિરિજાશંકર મયારામ ભટ | ,, |
| ૭ | ,, કનૈયાલાલ ભગવાનલાલ ભટ | ,, |
| ૮ | ,, વિનાયકરાય બળવંતરાય શુકલ | ,, |
| ૯ | ,, મણિલાલ ક્રીશનલાલ દવે | ,, |
| ૧૦ | ,, ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ | ,, |
| ૧૧ | ,, દયાશંકર કુબેરજી ભટ | ,, |
| ૧૨ | ,, વનમાળી નારણજી મણીયાર | ,, |
| ૧૩ | ,, ગણપતરામ રાજારામ જાની | ,, |
| ૧૪ | ,, ઇશ્વરલાલ ચંદ્રશંકર વૈદ્ય | ,, |
| ૧૫ | ,, છગનલાલ જીવરામ ત્રિવેદી | ,, |
| ૧૬ | ,, આત્મારામ દામોદર વ્હોરા | ,, |
| ૧૭ | ,, ધુંસાલાલ કેશવજી ટના | ,, |
| ૧૮ | ,, ભાનુશંકર મણિશંકર ત્રિવેદી | ,, |

| | | |
|---|---|---|
| ૧૯ | શ્રી. તોગુભાઈ ગીગાભાઈ ગઢવી | શિક્ષક |
| ૨૦ | ,, જશવંતરાય પ્રતાપરાય મહેતા | ,, |
| ૨૧ | ,, પુષ્કરરાય માનશંકર વ્હોરા | ,, |
| ૨૨ | ,, નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ | સહાયક |
| ૨૩ | ,, ભીમજી કાલિદાસ મીસ્ત્રી | સુતારશિક્ષક |
| ૨૪ | ,, જયંતિલાલ ગિરિજાશંકર ભટ | નામાશિક્ષક |
| ૨૫ | ,, ભાસ્કર ગજાનન વિદ્વાંસ | વિદ્યાર્થીશિક્ષક |
| ૨૬ | ,, હરિલાલ માવજી કુંવરાણી | ,, |
| ૨૭ | ,, મૂળશંકર મોહનલાલ ભટ | ,, |

**નોંધ:**

૧ શ્રી. સંતોકરામ પ્રેમજી ભટ પોતાની મરજીથી મુક્ત થયા.

૨ શ્રી. ડાહ્યાલાલ હરગોવિંદ જાની મુક્ત થઇ વઢવાણુ રાષ્ટ્રીય શાળામાં જોડાયા.

૩ શ્રી. કનૈયાલાલ ભગવાનલાલ ભટ રેલ્વેમાં નોકરી મળવાથી મુક્ત થયા.

૪ શ્રી. વિનાયકરાય બળવંતરાય શુકલ શિક્ષક તરીકે નહિ ચાલવાથી રજા આપવામાં આવી.

૫. શ્રી. દયાશંકર કુબેરજી ભટ એ માસની અજમાયશ ઉપર રાખવામાં આવેલા, તેથી સત્રને અંતે રજા આપવામાં આવી.

૬ શ્રી. વનમાળી નારણજી મણીયાર પોતાની મરજીથી મુક્ત થયા.

૭. શ્રી. ગણુપતરામ રાજારામ જાની કૅાલેજમાંથી તેમણે લીધેલી રજાની મુદત પૂરી થવાથી મુક્ત થયા.

૮ શ્રી. ઇશ્વરલાલ ચંદ્રશંકર વૈદ્ય પોતાની મરજીથી મુક્ત થયા.

૯ શ્રી. આત્મારામ દામોદર વ્હોરાને, કૅાલેજમાં અભ્યાસ કરતા માણુસોને શાળામાં નોકરી ઉપર નહિ રાખવાનો નિયામકનો ઠરાવ થવાથી મુકત કરવામાં આવ્યા.

## વર્ગવ્યવસ્થા

ઇ. સ. ૧૯૨૧ ના એપ્રિલ માસ સુધી આ શાળામાં કુલે ૭ વર્ગો હતાં. તે નીચે પ્રમાણેઃ

| | |
|---|---|
| ૧ પ્રથમ વર્ષ | ૪ તૃતીય વર્ષ |
| ૨ દ્વિતીય વર્ષ क | ૫ ચતુર્થ વર્ષ |
| ૩ દ્વિતીય વર્ષ ख | ૬ પંચમ વર્ષ |

માહે જૂન ૧૯૨૧ થી દ્વિતીય વર્ષ क તથા ख ના વિદ્યાર્થીઓને ઉપર ચડાવી તેમનો એક જ વર્ગ બનાવવામાં આવ્યો અને પંચમ વર્ષના વિદ્યાર્થીઓ વિનીતને માટે લાયક લાગવાથી તેમને છઠ્ઠું વર્ષ ટપાવી દઈ સીધા વિનીતના વર્ગમાં બેસાડવામાં આવ્યા. પરિણામે આ શાળામાં કુલ ૭ વર્ગો થયા. ઇ. સ. ૧૯૨૨ ના જૂન માસથી પ્રથમ વર્ષને બે વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યો અને બહારના વિદ્યાર્થી આવવાથી છઠ્ઠું વર્ષ પણ ઉઘાડવું પડયું. પરિણામે આ અહેવાલના છેલ્લા મહિના સુધીમાં નીચેના વર્ગો આ શાળામાં હતા.

| | |
|---|---|
| ૧ પ્રથમ વર્ષ क | ૫ ચતુર્થ વર્ષ |
| ૨ પ્રથમ વર્ષ ख | ૬ પંચમ વર્ષ |
| ૩ દ્વિતીય વર્ષ | ૭ છઠ્ઠું વર્ષ |
| ૪ તૃતીય વર્ષ | ૮ વિનીત વર્ગ |

શાળામાં વર્ગશિક્ષણ નથી, પરંતુ વિષયશિક્ષણ છે. એ વાત તો તેનાં કારણો સહિત અમે ગત વર્ષના અહેવાલમાં જણાવી છે તેથી આ અહેવાલમાં લખતા નથી. અલબત્ત, અમારે એટલું તો નોંધવું જ જોઇયે કે વર્ગશિક્ષણની વ્યવસ્થા હોત તો વિષયશિક્ષણની વ્યવસ્થા કરતાં શિક્ષક પોતાના વિદ્યાર્થીઓની વધારે નજીક આવી શકત અને શિષ્યશિક્ષકના નિકટત્વને પરિણામે જે સુફળો આવત તે આ વિષયશિક્ષણની પ્રથાથી આવી શકે નહિ; પરંતુ અનિવાર્ય સ્થિતિને અંગે વિષયશિક્ષણની વ્યવસ્થા જ જારી રાખવી પડી છે. અમારો એવો પણ અનુભવ થયો છે કે જો વિષયશિક્ષક પણ વધારે ચાલાક, કુશળ તેમજ વિદ્યાર્થીઓ તરફ પ્રેમ અને સદ્‌ભાવવાળો હોય તો વર્ગશિક્ષણથી થતા ફાયદાઓ પણ મેળવી શકે છે.

## અભ્યાસક્રમ

સંસ્થાને હજી ગુજરાત વિદ્યાપીઠ સાથે જોડવામાં આવી નથી, પરંતુ વિનીતની પરીક્ષા માટે વિદ્યાર્થીઓને ત્યાં મોકલવાના હોઇને અભ્યાસક્રમમાં

થોડાએક ફેરફાર કરવામાં આવ્યો છે. અભ્યાસક્રમમાં ધ્યાન ખેંચે તેવી વિશિષ્ટતાઓ નીચે ટાંકીયે છીયેઃ

૧ દરેક વર્ષમાં હિન્દીનું શિક્ષણ દાખલ કરવામાં આવ્યું છે.

૨ ગણિતના અભ્યાસક્રમમાં મોટો અને અગત્યનો ફેરફાર કરવામાં આવ્યો છે.

૩ ઇતિહાસનું શિક્ષણ ઉન્મેષ યોજના ઉપર ઉપલાં વર્ષોમાં પણ ચાલુ રાખવામાં આવ્યું છે.

૪ ત્રીજા તેમજ ચોથા વર્ષની કવિતાઓમાં ઉપયોગિતાની દૃષ્ટિથી ઘણો વધારો કરવામાં આવ્યો છે.

૫ પરિચયપદ્ધતિથી અપાતું સંસ્કૃતનું શિક્ષણ આગળ ચલાવવામાં આવ્યું છે અને તેને અંગે પરિચયપદ્ધતિનું બીજું પુસ્તક પ્રગટ થઇ ચૂક્યું છે.

૬ ભૂગોળના શિક્ષણમાં પ્રાન્તિક વિભાગ તરફ વધારે ધ્યાન આપવામાં આવ્યું છે.

૭ બાલવાર્તા દ્વારા નિબંધલેખન સિદ્ધ કરવા માટેના પ્રયત્નો પહેલા તેમજ બીજા વર્ષમાં જારી કરવામાં આવ્યા છે.

૮ ગુજરાત વિદ્યાપીઠનું વિનીતનું ધોરણ સ્વીકારવાથી વિનીતના વર્ગમાં વિદ્યાપીઠનો વૈકલ્પિક અભ્યાસક્રમ દાખલ કરવામાં આવ્યો છે; એટલે કે વિનીતના વર્ગના વિદ્યાર્થીઓને ખાસ વિષયોની પસંદગી કરવાની હોઇ બીજા વિષયોનું શિક્ષણ બંધ કરવામાં આવે છે.

૯ સુતારી કામનું શિક્ષણ દાખલ કરવામાં આવ્યું છે.

૧૦ સંગીતશિક્ષણ ગૃહમાંથી શાળામાં લાવવામાં આવ્યું છે.

૧૧ નામાનું શિક્ષણ દાખલ કરવામાં આવ્યું છે.

**ઉદ્દેશાનુસાર અભ્યાસક્રમ**—આ સંબંધમાં આગળ અભ્યાસક્રમ સંબંધે લખતી વખતે કહેવાઈ ગયું છે.

**શિક્ષકનું શાળામાં પ્રમુખસ્થાન**—ઉદ્દેશાનુસાર કામ કરવા માટે સારામાં સારા શિક્ષકોની અત્યંત આવશ્યક્તા રહે છે; અને તે માટે અમે તેવા શિક્ષકો મેળવવા તેમજ તૈયાર કરવા અમારાથી બનતા પ્રયત્નો કર્યા છે. તેમને શિક્ષણના વિષયમાં તૈયાર કરવા માટે એક તરફથી 'દક્ષિણા-

મૂર્તિ ' માસિકમાં ખાસ કેળવણી વિષયક તાત્ત્વિક તેમજ પ્રાયોગિક લેખો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. જ્યારે બીજી તરફથી શિક્ષકપરીક્ષાની તૈયારી માટે એક વ્યાખ્યાનમાળા પણ શરૂ કરી છે. આ વ્યાખ્યાનમાળાને હવે કાયમ માટેના અધ્યાપન મંદિરમાં યોજી દેવાનો પણ ઇરાદો છે અને તે બાબતમાં સંસ્થાના કાર્યવાહકો સાથે વિચારો ચાલી રહ્યા છે. અમારૂં એવું ધારવું છે કે તેવા અધ્યાપન મંદિરની બહુ જ જરૂર છે, અને તે વહેલી તકે શરૂ કરી દેવું જોઇએ. ઉપરાંત, આચાર્ય અવારનવાર દરેક વર્ગની ચાલતા કામમાં મુલાકાત લે છે અને શિક્ષકના સાક્ષાત શિક્ષણના કાર્યમાં તેને ઉપયોગી એવી સુચનાઓ કરતા રહે છે. જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં ત્યાં આદર્શ પાઠો આપવાની પ્રથા પણ દાખલ કરવામાં આવી છે. ઉપરોક્ત ઉપાયોથી શિક્ષકોને તેમના ધંધાની તાલીમ આપી તેમના કામ માટે લાયક કરવાના પ્રયત્નો કરવામાં આવે છે; જ્યારે કોઇ પણ રીતે ન ચાલી શકે તેવા નાલાયક શિક્ષકોને શાળામાંથી તુરત જ મુક્ત કરવામાં આવે છે. અમારે અહીં જણાવવું જોઇએ કે શાળાના ઉદ્દેશને પાર પાડવા માટે પોતાનું કામ કરી શકે તેવા શિક્ષકો પૂરતી સંખ્યામાં હજી અમને મળી શકયા નથી. વળી, ગુજરાત કાઠીયાવાડમાં આ ધંધાનું ગૌરવ પણ હજી જોઈયે તેવું જામ્યું હોય તેમ લાગતું નથી. ઘણાખરા માણસો તો આ ધંધાને ઉદરપોષણ માટે જ સ્વીકારાયેલી પ્રવૃત્તિ તરીકે ગણે છે. તેથી ધંધાને ઉંચી સપાટી ઉપર મુકી શકાતો નથી. અહેવાલના સમય દરમ્યાન અહીંથી નવ શિક્ષકો મુક્ત થયેલા છે. ટૂંકમાં, જ્યાં સુધી કેળવણીની પાછળ ફકીરી લેનાર અને તેમાંજ રચ્યાપચ્યા રહી તેના વડે જ પોતાનો તથા દેશનો ઉદ્ધાર માનનાર આજીવન શિક્ષકો અમને નહિ મળે ત્યાં સુધી શિક્ષકો સંબંધે આ ફરીયાદ ઉભી જ રહેવાની, અને તેટલે અંશે શાળાના કાર્યને ધક્કો લાગવાનો જ.

**અભ્યાસક્રમમાં ધાર્મિક શિક્ષણને સ્થાન**—ગત વર્ષના અહેવાલમાં અમે જણાવ્યું છે તેમ ધાર્મિક શિક્ષણનું પ્રકરણ તો ઘટાડેલું જ રાખવું પડયું છે. દરેક વર્ગને અઠવાડીયામાં એક જ સમય ધાર્મિક શિક્ષણનો આપી શકાયો છે. અલબત્ત, ધાર્મિક શિક્ષણનું કામ યથાશક્તિ સંગીન બનાવવાનું તો અમે ચુકયા જ નથી. ત્રીજા વર્ષ સિવાયનાં બીજાં બધાં વર્ગો માટેનો અભ્યાસક્રમ પણ નિશ્ચિત થઇ ગયેલો છે. ત્રીજા વર્ષમાં જે સંતવાણી રાખવામાં આવી છે તે સંતવાણીમાં જે ધૂન, એકતાનતા, તેને

રસમય અને સચોટ બનાવવા માટે વિધવિધ દૃષ્ટાન્તોનો સંભાર વગેરે જોઇયે તે સંપૂર્ણપણે અમારામાં હોય એમ અમે કહી શકતા નથી; તેથી તે વર્ષમાં સંતવાણી ઉપરાંત આખ્યાયિકાઓથી પણ કામ લેવું પડયું છે. નવા વર્ષથી બધાં વર્ષો માટેનો ધાર્મિક શિક્ષણનો ક્રમ ચોકસ અને સંપૂર્ણ થઇ જવાની જરૂર ઉભી થઇ છે અને તે થઈ જશે એમ અમારૂં ધારવું છે. વળી, આખ્યાયિકાઓ તેમજ પંચમ વર્ષના વિદ્યાર્થીઓ માટે ઇશુખ્રિસ્તનું જીવનચરિત્ર પણ વહેલી તકે લખાઈ જવાની જરૂર છે.

આ સ્થળે એક અગત્યની વાત અમારે નોંધવી જોઇયે. અહેવાલના સમય દરમ્યાન પંચમ વર્ષના વિદ્યાર્થીઓ માટે 'ગાંધીજીની વિચારસૃષ્ટિ' નામનું પુસ્તક પાઠય પુસ્તક તરીકે રાખવામાં આવ્યું હતું. અમારૂં એવું ધારવું છે કે સર્વ ધર્મશાસ્ત્રોનું દોહન તે પુસ્તકમાંથી મળી શકે છે. અને એટલા માટે ઉપલા વર્ષના વિદ્યાર્થીઓ માટે તે પસંદ કરવા લાયક જ છે. વળી, વિદ્યાર્થીઓએ પણ તે પુસ્તકના વાચનમાં ખુબ રસ અને આનંદ લીધો હતો.

**માતૃભાષા દ્વારા શિક્ષણ**—આપણે એટલી બધી પ્રગતિ કરી કહેવાય કે આ સંબંધે હવે કશું લખવાપણું હોય જ નહિ. દરેક રાષ્ટ્રીય શાળાની એ તો વિશિષ્ટતા હોવી જ જોઇયે. છતાં અમને જણાવતાં આનંદ થાય છે કે માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાથી વિદ્યાર્થીઓ બહુ જ સહેલાઇથી વિષયને ઝીલી શકે છે અને ઓછા શ્રમે તેમજ રસપૂર્વક ઘણું જ્ઞાન સંપાદન કરી શકે છે. શિક્ષક ભાઇઓને પણ શિક્ષણમાં બહુ જ સરળતા થઇ જાય છે અને વિદ્યાર્થીઓ સાથેનો તેમનો સંબંધ ગાઢો અને પ્રેમાળ થઇ રહે છે. વિદ્યાર્થી સ્પષ્ટતાથી પોતાનું કહેવાનું કહી શકે છે અને શિક્ષક તથા શિષ્ય બન્નેને જરાપણ મુશ્કેલી નડતી નથી. વળી, વિદ્યાર્થીઓ માતૃભાષાના પણ સારા અભ્યાસી થવા લાગ્યા છે અને પુસ્તકાલયનો છૂટથી ઉપયોગ કરે છે.

**હાથકારીગરી—સુતારી કામ**—શાળામાં એક સુતારી વર્ગ ઉઘાડવામાં આવ્યો છે. ભાવનગરના એક બાહોશ મીસ્ત્રીને પગાર આપીને સુતારી કામનું શિક્ષણ આપવા માટે રોકવામાં આવેલ છે. પ્રથમ તો એ કામ શાળાના મોટા વિદ્યાર્થીઓને શીખવવામાં આવતું, પરંતુ પાછળથી જ્યારે અંગ્રેજી ભાષાને મરજીયાત વિષય બનાવવામાં આવ્યો ત્યારે જે કોઈ વિદ્યાર્થી અંગ્રેજી ભાષા ન ભણે તેને સુતારી કામ શીખવવાનું ધોરણ રાખવામાં આવ્યું હતું. સુતારીવર્ગનું કામ સંપૂર્ણ રીતે તો સંતોષકારક ન જ કહી શકાય, પરંતુ

એકંદર એ કામમાં વિદ્યાર્થીઓને ઠીક રસ પડવા લાગ્યો હતો અને કેટલાક સારા વિદ્યાર્થીઓએ પ્રશંસનીય પ્રગતિ કરી કહી શકાય. ઇ. સ. ૧૯૨૧ના નવેમ્બર માસથી તો આ વર્ગને ગૃહની દેખરેખ નીચે મુકી દેવામાં આવ્યો છે.

**શિક્ષણપદ્ધતિમાં ફેરફાર**—બાલવાર્તાનું કથન તેમજ તે દ્વારા કરવાનું

**ગુજરાતી**

નિબંધલેખન શાળાના ગુજરાતી શિક્ષકો મારફત પાર પાડવા માટે પ્રયત્નો થઇ ચૂકયા, પરંતુ તેમાં ફતેહ મળી નહિ. તેથી કાં તો એનો ત્યાગ કરવો અથવા તો એ વસ્તુને સરળ બનાવી દે એવા શિક્ષકના હાથમાં તેને મુકવી એવા નિર્ણય ઉપર અમે આવ્યા. બાલવાર્તાના કથનથી જે લાભ વિદ્યાર્થીઓને થાય છે તે લાભ જોતાં તેમજ નિબંધલેખન પણ એનાથી જ સારી રીતે સાધી શકાય છે તે વિચારી જોતાં એનો ત્યાગ કરવો અમને ઇષ્ટ લાગ્યો નહિ. તેથી એ કામ અમે જ ઉપાડી લીધું છે. અમારા અનુભવ ઉપરથી અમને ચોકસ લાગ્યું છે કે બાલવાર્તાના શિક્ષણથી વિદ્યાર્થીઓને સારો એવો ફાયદો થયો છે, અને તેમને નિબંધલેખન તરફ દોરી જવાના પ્રયત્નો પણ આગળઉપર સફળ નીવડશે એમ માનવાને કારણો મળ્યાં છે. ગુજરાતી ભાષાનાં પ્રમુખ અંગો—ગદ્ય, પદ્ય અને વ્યાકરણ વગેરે—શીખવવા માટે પણ ચોકસ પદ્ધતિ યોજીને શિક્ષકો પાસે મુકવાની અગત્ય જણાય છે; અને તે વહેલી તકે થઇ જવું જોઇયે એવું અમારૂં ધારવું છે. પદ્ધતિની આવી ચોકસ યોજના શિક્ષક પાસે મુકવાથી જ કામ વધારે સંગીન થઇ શકશે.

**સંસ્કૃત**

શ્રી૦ નૃ. કા. ભટની યોજેલી પરિચયપદ્ધતિથી આ ભાષાનું શિક્ષણ અપાય છે. એ પદ્ધતિનાં સુફળો અમે પ્રત્યક્ષ જોઈ શકીયે છીયે. વિદ્યાર્થીઓનું ભાષાજ્ઞાન વધે છે, સાહિત્ય તરફ તેમને અભિરૂચી થાય છે અને સ્વતંત્ર પ્રયાસ કરવાની તાકાત આવી જાય છે. એકંદર આ પદ્ધતિ ચાલુ રાખવાનાં સબળ કારણો છે અને તે પદ્ધતિથી શિક્ષકનું કામ સુંદર તેમજ સંગીન બને છે. શ્રી૦ નૃ. કા. ભટે 'પરિચયપદ્ધતિ' નામનું પોતે લખેલું માર્ગદર્શક પુસ્તક હજી વધારે વિસ્તારવાળું અને વિગતથી ભરપૂર થવાની જરૂર છે કે જેથી કરીને એ પુસ્તકના અભ્યાસમાત્રથી શિક્ષકને પદ્ધતિનો તેમજ તેનો કેવી રીતે અમલ કરવો તેનો સંપૂર્ણ ખ્યાલ આવી શકે. પદ્ધતિ ઉપર યોજાયેલાં વધારાનાં ક્રમવાર પુસ્તકો વહેલી તકે લખાઇ જવાની અગત્ય છે.

ઇતિહાસનું શિક્ષણ ઉન્મેષ યોજના પર અપાય છે. તેટલા માટે શ્રી૦ ન. કા. ભટે ઇતિહાસનું સ્વતંત્ર પુસ્તક પણ રચ્યું છે. શાળાના શિક્ષકોને એ યોજના બરાબર સમજાઇ ગઈ હોય તેમ જણાતું નથી, એટલે તે અંશે એ યોજના ઉપર અપાતું શિક્ષણ ઓછું સફળ થયું ગણી શકાય. શિક્ષકને વધારે માર્ગદર્શક થાય તેવી અને તેટલી જરૂરી સૂચનાઓ લખી નાખવાની જરૂર છે; તેમજ પુસ્તકમાં પણ વધારે વિગતો મુકવી પડશે. કારણકે સામાન્ય શિક્ષકને એ પુસ્તકનું વસ્તુ બહુ જ ઓછું લાગે છે. અત્યાર સુધીમાં કામ કરી ગયેલા કોઇ પણ ઇતિહાસના શિક્ષકને આ યોજના બરાબર હાથ બેઠેલી જણાઇ નથી. એ પણ અમારે કબુલ કરવું જોઇએ કે આ યોજનાથી ઇતિહાસનું શિક્ષણ આપવા માટે તેવા શિક્ષકમાં જે ઐતિહાસિક દૃષ્ટિ અને ઇતિહાસનું તલસ્પર્શી જ્ઞાન જોઇયે તે તેમનામાં જોવામાં આવ્યું નથી. પરિણામે કામ ધાર્યા પ્રમાણે સંગીન તો થયું જ નથી. પ્રગટ કરેલા પુસ્તકને વધારવાની તેમજ આગળનાં નવાં પુસ્તકો પ્રગટ કરવાની બહુ જ આવશ્યકતા છે અને તે વહેલી તકે થઇ જવાં જોઇયે.

**ઇતિહાસ**

અહેવાલવાળાં વર્ષો દરમ્યાન ગણિતશિક્ષણની પદ્ધતિમાં મોટો એવો ફેરફાર કરવામાં આવ્યો છે. ગણિતશિક્ષક શ્રી૦ ગોપાળરાવ ગ. વિદ્વાંસે પોતાના અભ્યાસમાં જણાવ્યું છે તે પ્રમાણે ગણિતનાં મૂળતત્ત્વોને શરૂઆતથી જ શીખવી દેવાનો તેમનો અભિલાષ જણાયો છે. બીજગણિત અને ભૂમિતિ જેવા વિષયોને પણ તે બીજા વર્ષથી બહુ જ સહેલાઇથી શરૂ કરી શકયા છે. એમની પદ્ધતિથી લાભ થવાનો બહુ જ સંભવ છે અને તે શરૂ રાખવાને સંપૂર્ણ કારણો છે. આ પદ્ધતિ સંબંધે વિશેષ તો આવતા વર્ષમાં કહી શકાશે.

**ગણિત**

આ પદ્ધતિથી અંગ્રેજી શિક્ષણ આપવાનું કામ શ્રી૦ નંદલાલ રેવાશંકર ત્રિવેદી કરતા હતા; પરંતુ તેમને સંસ્થાના કામ માટે બહાર જવાનું થયું ત્યારે આ કામ શ્રી૦ ડાહ્યાલાલ હ. જાનીને સોંપવામાં આવ્યું હતું. વળી, શ્રી૦ કનૈયાલાલ ભ. ભટને પણ આનો અખતરો કરવા માટે યોજવામાં આવ્યા હતા. પણ બન્ને શિક્ષકો તે કામમાં જોઇયે તેટલી ફતેહ મેળવી શકયા નહિ એ અમારે સખેદ

**પ્રત્યક્ષપદ્ધતિથી અંગ્રેજીનું શિક્ષણ**

જણાવવું પડે છે. શ્રી૦ નંદલાલ રેવાશંકર ત્રિવેદી પાછા ફરતાં તે કામ ફરીથી તેમને જ સોંપવામાં આવ્યું હતું. ગત વર્ષના અહેવાલમાં અમે જણાવ્યું હતું કે "આ પદ્ધતિને માટે યોગ્ય શિક્ષકો મળ્યા નહિ કરે તો આ પદ્ધતિ અત્યારે જેટલી સફળ છે તેટલી નહિ રહે એવી શંકા પડવાનાં કારણો મળતાં આવ્યાં છે." અને અમારૂં આ કથન અમને સાચું જ માલુમ પડ્યું છે. આ પદ્ધતિના શિક્ષકમાં જે લાયકાત જોઇયે તે સંપૂર્ણપણે નહિ હોવાથી આ પદ્ધતિ છોડી દેવાનો વિચાર અમારે કરવો પડ્યો, પરંતુ એ પદ્ધતિના લાભો તરફ વિચાર કરતાં એ છોડી દેતાં અમને જરા આંચકો લાગ્યો અને પરિણામે એક વ્યવહારૂ નિર્ણય કર્યો. શાળાનાં બધાં વર્ષો માટે આ પદ્ધતિનો સ્વીકાર કરવામાં આવ્યો હતો તે છોડી દીધું. આ પદ્ધતિને પ્રથમ તેમજ દ્વિતીય વર્ષમાં જ રાખવી અને ઉપલાં બધાં વર્ષોમાં તરજુમીયા પદ્ધતિ—જૂની પદ્ધતિ—દાખલ કરી દેવી એ ઠીક લાગ્યું. પ્રત્યક્ષ પદ્ધતિને બરાબર પાર ઉતારવા માટે એ કામ અમે અમારા શિર ઉપર લઈ લીધું. આ કામથી અમારા ઉપર કામનો બોજો અત્યંત વધી પડ્યો તેમજ બીજા કામને યોગ્ય રીતે પહોંચી શકાયું નહિ. પરંતુ પદ્ધતિ ઉપરનો અમારો મોહ છૂટી શક્યો નથી અને તેથી મુશ્કેલીઓ વેઠીને પણ એ પદ્ધતિ રાખવી જ એવો અમારો આગ્રહ રહ્યો. અગર જોકે એ વર્ષ પછી તે પદ્ધતિનો કરવામાં આવતો ત્યાગ તેમજ અમારા કામનું પ્રમાણ જોતાં જો અમને કોઇ લાયક શિક્ષક નહિ જ મળી જાય તો શું કરવું તેનો વિચાર તો ચાલતો જ હતો. આખરે અમારે જૂન માસથી આ કામ એક નવા શિક્ષક ભાઇને રોકીને સોંપવું પડ્યું હતું. પરંતુ તેમના ચાર માસ પછીના અખતરા પછી તે ભાઇ પણ નિષ્ફળ ગયેલા અમને માલુમ પડ્યા એ અમારે સખેદ જણાવવું પડે છે. છેવટે ડિસેમ્બર માસથી આ પદ્ધતિએ અપાતું શિક્ષણ હાલતુરત બંધ કરવું પડ્યું છે. અમારી મુરાદ છે કે હજી કોઈ લાયક અને કુશળ શિક્ષક મળી જાય તો એ પદ્ધતિ ફરીથી પણ દાખલ કરવી.

**શિક્ષકો અને શિષ્યોનો હિતાવહ સંબંધ**—શાળામાં શિક્ષકો અને વિદ્યાર્થીઓનો હિતાવહ સંબંધ સંતોષકારક ગણી શકાય. વિદ્યાર્થીઓ શિક્ષકોની સાથેનો પોતાનો સંબંધ સારા પ્રમાણમાં કેળવી શક્યા છે. કેટલાએક શિક્ષકોએ તો વિદ્યાર્થીઓના હૃદયમાં સારૂં સ્થાન મેળવ્યું છે. શાળામાંથી શિક્ષાની પદ્ધતિનો ત્યાગ કરવામાં આવ્યો છે; તેથી વિદ્યાર્થીઓ શિક્ષકો પાસે વિનાસંકોચે જઇ શકે છે, તેમજ પોતાની મુશ્કેલીઓ, શંકાઓ વગેરે

નમ્ર ભાવે પરંતુ ખુલ્લા દિલથી જણાવી શકે છે. થોડાએક શિક્ષકો તો વિદ્યાર્થીઓનો પ્રેમ તથા સદ્‌ભાવ પણ મેળવી શક્યા છે. જેટલું શિક્ષકનું ચારિત્ર્ય વધારે ઉંચું અને પ્રતિભાશાળી તેમજ તેનું જ્ઞાન વિશાળ, તેટલા પ્રમાણમાં આ સંબંધ વધારે ગાઢ અને હિતાવહ થતો જશે. વર્ગ ઉપરાંત પણ વિદ્યાર્થીઓની સાથે પરિચયમાં આવવાનો અવકાશ શિક્ષકોને રહે છે: જેમકે શાળાની કસરતોમાં, લોકવાર્તામાં, રમતોમાં વગેરે. આવા પ્રસંગોમાં જે શિક્ષક વિદ્યાર્થી સાથે ભળી શકે છે તેમના તરફ વિદ્યાર્થી વધારે આકર્ષાય છે. શિક્ષકશિષ્યના આવા નિકટના અને હિતાવહ સંબંધમાં શિક્ષકનું વ્યક્તિત્વ ઘણું વધારે પ્રતિભાશાળી થવાની હવે જરૂર છે. તેમ થશે ત્યારે જ આ સંબંધનો યોગ્ય લાભ મેળવી શકાશે.

**પાઠ્ય પુસ્તકો રચવાની પ્રવૃત્તિ**—અહેવાલના સમય દરમ્યાન પાઠ્ય પુસ્તકોમાં વધારો તેમજ જૂનામાં સુધારો ઠીક ઠીક થયો ગણાય. હજી પણ પુષ્કળ પાઠ્ય પુસ્તકો પ્રસિદ્ધ કરવાની જરૂર છે, અને તે દિશામાં પ્રયત્નો પણ ચાલુ જ છે. આવાં પાઠ્ય પુસ્તકો શાળાને તો ઉપયોગી થઇ પડ્યાં જ છે, પરંતુ બહારની આલમને પણ તે ખૂબ ઉપયોગી જણાયાં છે અને તેથી તેનો ઉઠાવ બહુ જ સારા પ્રમાણમાં થતો જોવામાં આવે છે. કેટલાંક પુસ્તકોની તો બબ્બે ત્રણ ત્રણ આવૃત્તિઓ પણ થઈ ગઇ છે, તેથી તે પુસ્તકો સમાજને પણ ઉપયોગી થઈ ચૂક્યાં છે તેમ અમારૂં ધારવું છે. આ પાઠ્ય પુસ્તકો વિદ્યાર્થીઓને પડતર કિંમતે આપવામાં આવે છે. આ પ્રવૃત્તિ હજી ચાલુ જ છે, અને તે વધારે જોસથી ચાલવી જોઇએ. પાઠ્ય પુસ્તકો રચવાની પ્રવૃત્તિએ હવે વ્યાપક સ્વરૂપ પકડ્યું પણ ગણાય, કારણકે શાળાની સાથે સીધો સંબંધ નહિ હોવા છતાં સંસ્થાના બીજા કાર્યવાહકો પણ આ પ્રવૃત્તિને સારી રીતે પોષી રહ્યા છે.

**શિક્ષકમંડળની પ્રવૃત્તિ**—ગયા વર્ષના કરતાં આ વર્ષ દરમ્યાન શિક્ષકમંડળનું કામ બહુ સારૂં થયું ગણી શકાય નહિ. શિક્ષકમંડળના સભ્યને માટે એક નિયમ એવો છે કે તેણે પોતાનો વારો આવે ત્યારે શિક્ષણ વિષયક એક નબંધ વાંચવો. આવી વિનામૂલ્ય અને ભારેપડતી મહેનતમાં ઉતરવાનું ઠીક નહિ લાગવાથી શહેરની હાઇસ્કૂલ તેમજ સનાતન સ્કૂલના શક્ષકો તો અ વતા જ બંધ થઇ ગયા છે. હાઇસ્કૂલનો કોઇ શોખીન શિક્ષક ક્યારેક એકાદ વખત ચડી આવે છે ખરો! આથી કરીને આ મંડળ મોટે

ભાગે સંસ્થામાં જ કામ કરતા ભાઇઓનું હોય તેવું થઈ રહ્યું છે, અને તે અનિવાર્ય છે. સરેરાશ કાઢતાં જણાય છે કે આ મંડળમાં દર માસે એક નિબંધ વંચાયો છે. જ્યારે આમ જ વસ્તુસ્થિતિ છે ત્યારે હવે પંદર દિવસને બદલે તેની મુદત જ એક માસની કરી નાખવી અમને ઠીક લાગે છે, અને આવતા વર્ષમાં તેમ કરી નાખવા વિચાર પણ છે.

ભલે ધીમું ધીમું, પણ આ મંડળનું કામ તો ઠીક જ ચાલ્યું કહી શકાય. શિક્ષણવિષયક તાત્ત્વિક તેમજ પ્રાયોગિક નિબંધો સારી સંખ્યામાં વંચાયા છે અને તેનો લાભ સભ્યોને ચોકસ જ સારી રીતે મળી શકયો છે. વળી, પુસ્તકોની સમાલોચનાની એક વિશિષ્ટતા આ મંડળમાં વધી છે. શ્રીયુત કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીએ બનાવેલી ત્રિવેદી વાચનમાળાની બાળપોથી ઉપર સમાલોચના કરી શ્રી૦ ગિરિજાશંકર ભગવાનજી બધેકાએ પોતાનો નિબંધ વાંચ્યો છે. હવેથી આવી સમાલોચનાઓ પણ થતી રહે એવો આગ્રહ રાખવામાં આવશે.

માત્ર નિબંધો ઉપરાંત આ મંડળમાં બહારના સંભાવિત ગૃહસ્થોની સાથે સંભાષણો પણ ગોઠવવામાં આવેલાં હતાં. આવાં સંભાષણો મોટે ભાગે સત્યાગ્રહાશ્રમવાસીઓ સાથે રાખવામાં આવ્યાં હતાં. આ મંડળને વધારે ને વધારે વ્યાપક બનાવવાના તેમજ શિક્ષકોને પ્રિય અને ઉપયોગી થઇ પડે તેવું બનાવવાના પ્રયાસો થતા રહે છે. એકંદર રીતે આ મંડળનું કામકાજ બહુ જ સંતોષકારક નહિ તો ઉપયોગી તો જરૂર જ કહી શકાય.

**‘ શ્રી દક્ષિણામૂર્તિ ’ માસિક**—ગયા વર્ષના કરતાં અહેવાલના સમય દરમ્યાન માસિકનું કદ તેમજ ગુણ ( ક્વૉલિટી ) બેશક વધારે ઉંચાં ગયાં છે. શિક્ષણશાસ્ત્રને લગતા લેખો વધારે પ્રમાણમાં પ્રગટ કરવાની તંત્રીની ખાહેશ માસિક તરફ નજર કરતાં તુરત જ દેખાઈ આવે છે. વધારે હર્ષ થવા જેવું તો એ છે કે આ માસિકમાંથી પુસ્તકો પણ બની શકયાં છે. શિક્ષક ભાઇઓએ તેમજ સંસ્થાના અન્ય કાર્યવાહકોએ આ માસિકનો બહુ જ સારા પ્રમાણમાં ઉપયોગ કર્યો છે. આ માસિકના લેખકો પૈકી શ્રી૦ ગિરિજાશંકર ભગવાનજી બધેકાનો અમારે ખાસ ઉપકાર માનવો જોઇયે. તે ભાઇ તરફથી લેખની સંખ્યા બધા લેખકોના કરતાં વધારે પ્રમાણમાં મળી છે, એટલું જ નહિ પરંતુ શિક્ષણશાસ્ત્રના ઉચ્ચ કોટિના લેખો પણ સૌથી વધારે પ્રમાણમાં તે ભાઈએ અમને પૂરા પાડયા છે. બહારના લેખકો પૈકી

શ્રી૦ દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર (કાકા સાહેબ) ના અમે એટલા જ ઋણી છીયે. એમના લેખોની સંખ્યા ઓછી હોવા છતાં એ લેખો બહુ જ પ્રતિભાશાળી મળ્યા છે અને તેથી કરીને માસિકની ઉપયોગિતામાં નોંધવા જેવો વધારો થયો છે. અમારે સખેદ અહીં જણાવવું જોઇયે કે વિનયમંદિરના શિક્ષક ભાઈઓએ તેમજ ગૃહ અને બાલમંદિરમાં કામ કરનારા ભાઇઓએ પોતાનો ફાળો બહુ જ ઓછો આપ્યો છે. અમને આશા છે કે તે સર્વ ભાઇઓ પોતપોતાના લેખો લખી આ માસિકનું કામ વધારે સંગીન બનાવવામાં અમને જરૂર મદદ કરશે.

ઇ. સ. ૧૯૨૨ ના નવેમ્બર માસથી શ્રી દક્ષિણામૂર્તિ માસિકે વ્યાપક સ્વરૂપ પકડયું છે. તે નિયામકની ઑફિસમાંથી નીકળવા લાગ્યું છે અને તે સમગ્ર સંસ્થા ઉપર દૃષ્ટિપાત કરે છે. આમ થવાથી વિનયમંદિરમાંથી પ્રગટ થતા આ માસિકનું નામ ‘ શારદા ’ રાખવામાં આવ્યું છે.

**‘ શરીર વિકાસ ’ માસિક**—શારીરિક વિજ્ઞાનની બાબતમાં આ માસિક પણ પ્રશંસનીય કામ કરી રહ્યું છે. અહેવાલના વર્ષ દરમ્યાન આ માસિકનું કદ નિરૂપાયે ઘટાડવું પડયું છે, પરંતુ ગુણ ( ક્વૉલિટી ) માં તે વધારે ઉંચું ગયું કહી શકાય. શરીરશાસ્ત્રને લગતા શાસ્ત્રીય તેમજ ઉપયોગી લેખો આ માસિકમાં પ્રગટ થયે ગયા છે. આ માસિકનો લાભ શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ સારા પ્રમાણમાં લેતા માલુમ પડયા છે. અલબત્ત, આ માસિકને હજી વધારે વિસ્તારવાળું અને શાસ્ત્રીય બનાવવાની જરૂર તો છે જ. લેખકો પૈકી તંત્રી તેમજ શ્રી૦ ગણેશ. સ. તળવલકરના લેખો આગળ તરી આવે છે. બહારના લેખકોમાં શ્રી૦ પ્રભુદાસ પ્રાણજીવન ઠક્કરે ઉપયોગી લેખો લખી મોકલ્યા છે. આ માસિક હજી આગળ જતાં વધારે ઉંચી કોટીનું બની શકશે તેવાં ચિહ્નો દેખાય છે.

**અભ્યાસક્રમમાં જ કસરતને સ્થાન**—અહેવાલના વર્ષ દરમ્યાન કસરતનું કામ ઘણું સારી રીતે થયું ગણાય. કસરતોને ત્રણ વિભાગમાં વહેંચી નાખવામાં આવી છે. સૌથી મોટા વિદ્યાર્થીઓ મેકફેડનના સિદ્ધાન્ત ઉપર સ્નાનુઓને મજબુત બનાવવાની શાસ્ત્રીય કસરતો કરે છે અને તેનાં સુફળો જોઈ શકાય છે. બીજા વિભાગમાં લશ્કરી કવાયતનું કામ ચાલે છે, તે પણ આ વર્ષમાં તો વધારે વ્યવસ્થિત અને સુંદર થયું છે. હજી પણ તેને વધારે સુંદર બનાવવાના પ્રયત્નો ચાલુ જ છે, અને તે માટે ખાસ એક લશ્કરી માણસ રોકવાનો પણ ઇરાદો છે. આ વિભાગના વિદ્યાર્થીઓ ચપળ,

બોલ પડતાં જ કામ ઉઠાવી લે તેવા અને વ્યવસ્થિત ગતિવાળા થઇ શકયા છે. લશ્કરી કવાયતના ફાયદાઓ તેઓને મળ્યા છે એમ જોઇ શકાય છે. ત્રીજા વિભાગમાં નવા અને નાના વિદ્યાર્થીઓને પોતાના શરીરના જુદા જુદા અવયવો ઉપર યોગ્ય કાબુ આવે એવા પ્રકારની કસરતો કરાવવામાં આવે છે. તે વિભાગમાં પણ કામ સારૂં થવા લાગ્યું છે. તે કસરતો સાવ નીરસ થઈ ન જાય એટલા માટે તેમાં થોડીએક કવાયત પણ દાખલ કરવામાં આવી છે. વિદ્યાર્થીઓ બહુ જ નાના હોઈ કવાયતમાં તો બરાબર કામ કરી શકતા નથી, પરંતુ એથી કરીને તેમને વિવિધતા મળે છે અને તેમને માટે ખાસ યોજાયેલી કસરતોમાં રસથી કામ કરી શકે છે. શાળાના શિક્ષક ભાઇઓ કસરતમાં સારો એવો રસ લેવા લાગ્યા છે. બધા વિભાગોમાં હુકમો તો હિન્દીમાં જ અપાય છે.

**બાલવાર્તાનું કથન અને તે દ્વારા નિબંધશિક્ષણની શરૂઆત**—આ બાબતના સંબંધમાં આગળ પદ્ધતિ સંબંધે લખતાં લખાઇ ગયું છે. આ કામને સફળ બનાવી દે તેવા શિક્ષકો અમને મળી શકયા નથી એવી ફરીયાદ જે ગત વર્ષના અહેવાલમાં અમે કરી હતી તે હજી સુધી તેવી ને તેવી જ ઉભી રહે છે. આનું કારણ અમને એ લાગે છે કે આપણું લોકસાહિત્ય આપણાથી ઘણું દૂર પડી ગયું છે, તેમજ વાર્તા દ્વારા નિબંધલેખન સાધી શકાય છે તે વાત શિક્ષકોને ગળે જ ઉતરતી નથી. જો લોકસાહિત્યને અલગ કરવામાં આવે તો માતૃભાષાના શિક્ષણમાં એ મોટી ખામી જ રહી જાય, અને લોકહૃદય જાણવાનું ઉત્તમ સાધન બંધ થાય એવી અમારી માન્યતા હોવાથી તેને વિસારી મુકવું તો પાલવે તેમ નથી જ. અને એટલા માટે એ આખું કામ—સમયની બહુ જ હાડમારી છતાં—અમારે ઉપાડી લેવું પડ્યું છે. વખત ઓછો મળે છે તેથી તેમાં જોઇએ તેવી સંતોષકારક પ્રગતિ તો થતી નથી જ, પરંતુ એનાં સુફળો અમે સ્પષ્ટ જોઇ શકીયે છીયે. વિદ્યાર્થીઓ વાર્તાઓ બહુ જ રસપૂર્વક સાંભળે છે અને ઝીલે છે. તે દ્વારા નિબંધલેખનની શરૂઆત તો બહુ જ સુંદર રીતે થઇ શકે છે. વિદ્યાર્થીઓ સંપૂર્ણ વિચારવાળાં આખાં વાકયો લખતા થાય છે, જોડણી સુધરે છે, લખાણની ઢબ આવે છે, વિચારોની ગોઠવણ કરી શકે છે, લખાણ છિન્નભિન્ન નહિ પણ એકધારૂં કરી શકે છે વગેરે નિબંધલેખનના અનેક અંગઉપાંગો તેમને ખબર પણ ન હોય તેવી રીતે સાધી શકે છે. અમારૂં એવું ચોકસ માનવું છે કે આગળ જતાં આ વિદ્યાર્થીઓ સારા સારા નિબંધો સરળતાપૂર્વક લખી શકશે.

**લોકવાર્તાનું કથન**—આ એક અતિ ઉપયોગી અને હિતાવહ પ્રગતિ માલુમ પડી છે. તેનાથી મોટામાં મોટો જો એકકે લાભ થયો હોય તો તે એ છે કે એથી કરીને શિક્ષકો અને વિદ્યાર્થીઓ એકબીજાની બહુ જ નજીક આવી શકયા છે. લોકવાર્તા એ પણ લોકસાહિત્યનું એક અંગ છે; અને શિક્ષણમાં તેનું કયું અને કેવા પ્રકારનું સ્થાન છે તે લખવાનું આ સ્થળ નથી, તોપણ અમારે એટલું જણાવવું તો જોઇયે કે લોકસાહિત્યનાં વિવિધ અંગોને આપણા શિક્ષણ સાથે ગુંથી દેવામાં નહિ આવે ત્યાં સુધી માતૃભાષાનું આપણું શિક્ષણ સફળ નહિ જ થાય; માતૃભાષા તરફ જે પ્રેમ અને અભિરૂચી પેદા થવાં જોઇયે તે નહિ થાય. આજકાલના ભણેલાઓ આમવર્ગથી છૂટા પડી ગયેલા જે માલુમ પડે છે તેને સાંધવાનું, એકત્ર કરવાનું એક જ મોટું સાધન છેઃ અને તે લોકસાહિત્યના અભ્યાસ દ્વારા તેમાં પ્રવેશ. આથી જ આમ અને ખાસ વર્ગ ભેળા કરી શકાશે. અમારી આવી દૃઢ માન્યતા હોવાથી લોકવાર્તાને અમે શાળામાં સ્થાન આપ્યું છે. દર અઠવાડીયે એક વખત સઘળા વિદ્યાર્થીઓ એક ઓરડામાં ભેગા થાય છે અને ત્યાં કોઇ પણ એક શિક્ષક ભાઇ તેમને રસિક તેમજ કલ્પનાથી ભરપૂર લોકવાર્તા કહી સંભળાવે છે. અલબત્ત, આવી લોકવાર્તામાં મહાભારત તથા રામાયણની કથાઓ કયારેક કહેવાય છે ખરી. હજી ખુદ શિક્ષક ભાઇઓ જ લોકસાહિત્યથી ઘણા દૂર છે ત્યાં શુદ્ધ લોકવાર્તાનું ધોરણ તો સચવાતું નથી જ, પરંતુ તે દિશામાં જે પ્રયત્નો કરવામાં આવે છે તે અમને યોગ્ય અને વ્યાજબી લાગે છે. આ બાબતમાં ધીમે ધીમે આગળ વધવાનાં એ પગથીયાં રૂપ કહી શકાય.

**વિદ્યાર્થી શિક્ષકો**—વિદ્યાર્થી શિક્ષકોનું કામ સારૂં ચાલ્યું છે. ગત વર્ષના અહેવાલમાં અમે જણાવ્યું હતું કે સંસ્કૃત શીખવવાની ધાટી આ વિદ્યાર્થી શિક્ષકોને બેસી ગઇ છે તેથી હવે બીજો વિષય સોંપવો જોઇએ. તે મુજબ તેમને ગુજરાતી ગદ્ય શીખવવાનું સોંપવામાં આવ્યું હતું. આ કામમાં ચિ. ભાસ્કરે વધારે સારૂં કામ કર્યું ગણી શકાય. જોકે બન્ને વિદ્યાર્થી શિક્ષકો ચિ. ભાસ્કર તેમજ ચિ. હરિલાલને કામ જરા અઘરૂં તો લાગેલું જ, અને પરિણામે તેમને એમાંથી મુક્ત કરવા પડયા હતા; છતાં તેઓના પ્રયત્નો પ્રશંસનીય અને ઉત્તેજનપાત્ર ગણી શકાય. ઉપરાંત, ચિ. મૂળશંકરને પણ થોડુંએક સંસ્કૃતશિક્ષણનું કામ સોંપવામાં આવ્યું હતું, અને તેમણે પણ એ ઠીક બજાવ્યું હતું. આ યોજનાથી શાળાને તેમજ વિદ્યાર્થીઓને પણ

લાભ થતો માલુમ પડયો છે. વિદ્યાર્થી શિક્ષકો તરીકે કામ કરતા વિદ્યાર્થીઓ આગળ જતાં સારા શિક્ષકો થઇ શકશે તે તો ચોકસ જ. આ બધા વિદ્યાર્થીઓ વિનીત વર્ગના હોઇ તેમને સમયની બાબતમાં બહુ જ હાડમારી રહેવા લાગી તેથી તેમને આ કામમાંથી મુક્ત કરવા પડયા છે. છતાં, ભવિષ્યમાં યોગ્ય વિદ્યાર્થીઓને આ કામ સોંપી તેમને કેળવણીની આ પ્રથા શરૂ રાખવાનો અમારો દૃઢ ઇરાદો છે. થોડીએક અનુકૂળતા મળતાં તુરત જ વિદ્યાર્થી શિક્ષકો યોજી દેવામાં આવશે.

**શિક્ષક પરીક્ષાઓ**—આ કામ હવે વધારે ચોકસ થઈ ગયું છે. આ પરીક્ષાઓ માત્ર શિક્ષક પરીક્ષાઓ જ ન રહેતાં તે હવે શિક્ષણ પરીક્ષાઓ થઇ છે અને તેમાં ગૃહપતિઓએ તેમજ બાલમંદિરના શિક્ષકોએ પણ બેસવાનું હોય છે. આવી શિક્ષણપરીક્ષા પહેલવહેલી ઇ. સ. ૧૯૨૧ના જાન્યુઆરી માસના અંતમાં લેવામાં આવી હતી, જેમાં બેઠેલા સર્વ ભાઇઓ ઉત્તીર્ણ થયા હતા. બીજી શિક્ષણપરીક્ષા તા. ૮–૫–૨૨ ના રોજ લેવાઇ હતી તેમાં માત્ર ત્રણ જ ભાઇઓ ઉત્તીર્ણ થયેલા હતા. આવી પરીક્ષાઓ ઉપર શિક્ષકોના પ્રમોશનનું ધોરણ આધાર રાખતું હોય છે. બીજી શિક્ષણપરીક્ષામાં ઉત્તીર્ણ નહિ થયેલા ભાઇઓ હવેથી વધારે સંગીન તૈયારી કરવા લાગ્યા છે અને તેમ થવાથી તેમને શિક્ષણશાસ્ત્રનું વધારે સારૂં જ્ઞાન પ્રાપ્ત થવા સંભવ છે. આવી શિક્ષણપરીક્ષાઓના બન્ને પ્રશ્નપત્રો આ સાથે ટાંકવામાં આવ્યા છે. જુઓ પરિશિષ્ટ- આ

**શિક્ષા અને ઇનામની પદ્ધતિનો બહિષ્કાર:**—આ પદ્ધતિને શાળામાં ચુસ્ત રીતે વળગી રહેવામાં આવ્યું છે. કોઇપણ પ્રકારની શિક્ષા વિદ્યાર્થીઓને કરવામાં આવતી નથી, તેમજ તેમની સાથેનો વ્યવહાર પણ પ્રેમ અને સન્માનભર્યો રાખવામાં આવે છે. ઇનામીપદ્ધતિનો પણ સર્વાંશે બહિષ્કાર કરવામાં આવ્યો છે. વિદ્યાર્થીઓને દોકડા વગેરે કશું આપવામાં આવતું નથી, તેમજ નંબર પણ ચડાવવામાં આવતા નથી. હાજરીપત્રકોમાં નામની ચડાઉતરી જેવું કશું છે જ નહિ. કોઇપણ પ્રકારની લાલચ ક્યારે પણ વિદ્યાર્થીઓને આપવામાં આવતી નથી. આથી કરીને વિદ્યાર્થીઓ તોફાની, ઉદ્ધત થયા હોય કે અભ્યાસપરાયણ ઓછા થયા હોય એમ માનવાને કશું પણ કારણ નથી. ઉલટું, શિક્ષા કાઢી નાખવાથી વિદ્યાર્થીઓ પોતાની જવાબદારી વધારે પ્રમાણમાં સમજતા થયા છે અને પરિણામે સાચા અર્થમાં આજ્ઞાંકિત થયેલા જોવામાં આવે છે. શિક્ષાના

ત્રાસથી વિદ્યાર્થીઓમાં જે ત્રાસ ફેલાય છે તે બીલકુલ નથી અને તેથી તેમનામાં ગુલામી વૃત્તિ બીલકુલ દેખાતી નથી. તેઓ પોતાના શિક્ષકો પાસે વગર ભયે જઇ શકે છે અને પોતાને કહેવાનું ખુલ્લી રીતે, નમ્રભાવે કહી શકે છે. વળી, ઇનામી તેમજ લાલચવાળી પદ્ધતિનો પણ ત્યાગ કરવાથી વિદ્યાર્થીઓ ખોટી હરિફાઇમાં ઉતરી શકતા નથી, તેમજ પોતાની શક્તિનું અતિ માપ કે ઓછું માપ આંકવા લલચાતા નથી. તેઓ પોતાની શક્તિઓ બરાબર સમજી શકે છે અને દિવસે દિવસે વધારે ને વધારે અભ્યાસપરાયણ થતા જાય છે. નવા આવનાર શિક્ષકને શરૂઆતમાં આ જરા વધારે અઘરૂં લાગે છે ખરૂં, પરંતુ જેમ જેમ તેનો અનુભવ વધતો જાય છે તેમ તેમ તે જોઇ શકે છે કે શિક્ષા અને ઇનામી પદ્ધતિનો અસ્વીકાર કરવો એ જ ઇષ્ટ અને જરૂરનું છે.

**પરીક્ષાઓના ધોરણમાં મોટો ફેરફાર**—વિદ્યાર્થીઓને પરીક્ષાઓના ત્રાસમાંથી બચાવી લેવા માટે ત્રિમાસિક, છમાસિક કે વાર્ષિક પરીક્ષાઓનો સદંતર બહિષ્કાર કરવામાં આવ્યો છે. માત્ર તેઓ અભ્યાસમાં કેટલા આગળ વધ્યા છે તે જોવા ખાતર પ્રસંગોપાત વિદ્યાર્થીઓને અગાઉથી ખબર આપ્યા સિવાય, ચાલતા કામ વખતે જ એકાદા વિષયની સામાન્ય તપાસ કરી લેવામાં આવે છે. આવી તપાસ મૌખિક તેમજ લિખિત બન્ને પ્રકારની હોય છે. આથી કરીને શિક્ષકને તેમના વિદ્યાર્થીઓની પ્રગતિનો ખ્યાલ આવી શકે છે. ઉપરાંત, દરેક શિક્ષક પોતાની પાસે અભ્યાસ તેમજ વર્તનની એક એક પોથી રાખે છે, જેમાં વિદ્યાર્થીઓના અભ્યાસ સંબંધે નોંધવા જેવી હકીકત તેમજ તેમના વર્તન સંબંધે શિક્ષકનું મન્તવ્ય લખવામાં આવે છે; અને તેમાંથી આચાર્ય પોતાપૂરતી નોંધ રાખી લે છે. વર્ષ આખરે ઉપર જણાવેલી બધી વિગતો ધ્યાનમાં રાખીને વિદ્યાર્થીને ઉપલા ધોરણમાં ચડાવવામાં આવે છે. જે વિદ્યાર્થીઓને ઉપલા ધોરણમાં ચડાવવામાં નથી આવતા તેમના તેમજ તેમના માતપિતાના સંતોષની ખાતર પાછળથી તેમની નામની તપાસ કરવામાં આવે છે. તેમાંથી જો કોઇ અનાયાસે એવો વિદ્યાર્થી માલુમ પડે કે જેના સંબંધે નિર્ણય કરવામાં ભૂલ થઇ ગઇ હોય, તો તેવી ભૂલ શિક્ષક તરત જ સ્વીકારે છે અને તેને પણ ઉપલા ધોરણમાં મુકવામાં આવે છે. આ રીતિ અખત્યાર કરવામાં કોઇપણ જાતનું ખોટું થયું હોય એમ અમારૂં માનવું નથી અને તેને વળગી રહેવાને પૂરતાં કારણો છે.

**દોકડા વગેરે આપવાથી ઉભી થતી સ્પર્ધાવાળી પદ્ધતિનો ત્યાગ**—ઉપર જણાવી ગયા છીયે તે મુજબ આ પદ્ધતિનો સર્વાંશે ત્યાગ કરવામાં આવ્યો છે. દોકડા આપવા, નામ કે નંબર ચડાવવા વગેરે કોઇપણ પ્રકારની રીત રાખવામાં આવી જ નથી. વિદ્યાર્થીઓ કોઇપણ પ્રકારની સ્પર્ધામાં ઉતરતા નથી.

**વિનયમંદિરનું પોતાનું પુસ્તકાલય**—પુસ્તકાલયને દર વર્ષે રૂ. ૫૦૦ ) મળ્યા કરે છે તેથી પુસ્તકાલય ઘણું જ સમૃદ્ધ થયેલું કહી શકાય. ખાસ કરીને શિક્ષણશાસ્ત્ર તેમજ ગુજરાતી પુસ્તકોના વિભાગો તો બહુ જ સમૃદ્ધ થયા છે. અહેવાલના વર્ષ દરમ્યાન હિન્દી, ઉર્દુ અને મરાઠી પુસ્તકોના ત્રણ નવા વિભાગો ઉઘાડવામાં આવ્યા છે અને તેમાં પણ ઉપયોગી એવાં પુસ્તકોનો સારી સંખ્યામાં વધારો થયો છે. આ બધાં પુસ્તકોને રાખવા માટે ચાર મોટા કબાટો પણ ખરીદવામાં આવ્યા છે. ખરીદ કરવામાં આવતાં પુસ્તકો ઉપરાંત ઘણુંયે પુસ્તકોના કર્તા તરફથી તેમજ મિત્રો તરફથી આ સંસ્થાને પુષ્કળ પુસ્તકો ભેટ પણ મળ્યે જાય છે. એ સર્વ સજ્જનોનો અમે આ સ્થળે ઉપકાર માનીયે છીયે. અહેવાલના સમયની આખરમાં પુસ્તકાલયમાં નીચેની સંખ્યામાં પુસ્તકો હતાં:

| | |
|---|---|
| અંગ્રેજી | ૯૪૫ |
| ગુજરાતી | ૯૯૭ |
| સંસ્કૃત | ૭૭ |
| હિન્દી | ૨૬૧ |
| ઉર્દુ | ૧૪ |
| મરાઠી | ૧૫ |
| | ૨૩૦૯ |

હજી પણ આ સંખ્યામાં સારો એવો વધારો થતો જાય છે. આ પુસ્તકાલયોનો લાભ શિક્ષકોએ, વિદ્યાર્થીઓએ, સંસ્થાના બીજા ભાઇઓએ તેમજ બહારના માણસોએ બહુ જ સારો લીધો છે એમ કહ્યા વિના ચાલે નહિ. અહેવાલના સમય દરમ્યાન એકંદર ૧૩૨૬+૫૬૦ ( વિદ્યાર્થીઓએ વાંચેલાં ) મળી કુલ ૧૮૮૬ પુસ્તકો વાંચવા માટે ગયાં છે, તેમજ આશરે પચાસ પુસ્તકો વિદ્યાર્થીઓને ઉપયોગી હોઇ ગૃહના પુસ્તકાલયમાં ફેરવી-

નાખવામાં આવ્યાં છે. આ ઉપરથી જોઈ શકશે કે પુસ્તકોનો કેવો અને કેટલો ઉપયોગ થયો છે.

પુસ્તકાલયમાં ગુજરાતી તેમજ અંગ્રેજી છાપેલાં અને હસ્તલિખિત ઘણાં વર્તમાનપત્રો મગાવવામાં આવે છે, તેમજ કેટલાંક ભેટ તરીકે પણ મળ્યાં કરે છે. જેની સંપૂર્ણ યાદી આ સાથેના પરિષિષ્ટ ૬ માં જણાવી છે તે જોવાથી માલુમ પડશે. જે જે પત્રો ભેટ તરીકે અમને મળે છે તે સઘળાં પત્રોના તંત્રીઓનો પણ ઉપકાર માનવાની અમે તક લઇયે છીયે. આ પુસ્તકાલયને હજી પણ મોટા પાયા પર મુકવાની સંસ્થાની મુરાદ છે.

**કેળવણીને તેમજ શિક્ષણપદ્ધતિને જેમ બને તેમ રાષ્ટ્રીય બનાવવાનો ઉદ્દેશ અને પ્રયત્ન—** આ બાબત સિદ્ધ કરવા માટે અહેવાલના વર્ષ દરમ્યાન ભારે પ્રયત્નો કરવા પડયા હતા. સંસ્થાએ મૅટ્રિકનું ધ્યેય તો કાઢી નાંખ્યું હતું, પરંતુ ગુજરાત વિદ્યાપીઠ સાથે શાળાને જોડી દેવાનો પ્રયત્ન કરવામાં સંસ્થાના ઘણા કાર્યવાહકોને જબરદસ્ત ઝુંબેશ ઉઠાવવી પડી હતી.

શિક્ષણનાં ઉપસ્કર, સાહિત્ય, પદ્ધતિ વગેરેને પણ રાષ્ટ્રીય બનાવવાના પ્રયત્નો ચાલુ જ છે. શાળાનું એકંદર વાતાવરણ રાષ્ટ્રીય શિક્ષણનું પોષક ગણાય. શાળાના વિનીતના વિદ્યાર્થીઓને ગુજરાત વિદ્યાપીઠની જ પરીક્ષાઓ આપવા માટે મોકલવામાં આવે છે.

**જેમ બને તેમ સંસ્થાએ પોતે જ રચેલાં પાઠ્ય પુસ્તકોનો અભ્યાસ—**શાળાના ઉદ્દેશાનુસાર પુસ્તકોનો અભ્યાસ કરાવી શકાય. વિદ્યાર્થીઓને પાઠય પુસ્તક માટે ભારે ખર્ચ કરવો પડે નહિ અને સાથે સાથે રાષ્ટ્રીય પાઠય પુસ્તકોની ખોટ પૂરી પાડવામાં સંસ્થા પોતાનો યતકિંચિત પણ ફાળો આપી શકે તે હેતુથી સંસ્થાએ પાઠય પુસ્તકો રચવાની પ્રવૃત્તિ આદરી છે. તેમાં થયેલ પ્રગતિ સંતોષકારક ગણી શકાય. નવી શિક્ષણપદ્ધતિને અનુકૂળ આવી જાય તેવાં પુસ્તકો સારી સંખ્યામાં રચાયાં છે. સંસ્થા તરફથી જ રચાઇને પ્રગટ થયેલાં જે જે પુસ્તકોનો શાળામાં ઉપયોગ કરવામાં આવે છે તેની એક યાદી આ સાથે સામેલ રાખવામાં આવી છે તે ઉપરથી આ બાબતનો સ્પષ્ટ ખ્યાલ આવી શકશે. જુઓ પરિશિષ્ટ (ज)

**હિન્દી ભાષાનું ફરજીયાત શિક્ષણ—** રાષ્ટ્રભાષા હિન્દી જ થવી જોઇયે અને થઈ શકે એ વાત હવે નિર્વિવાદ છે. આવી રાષ્ટ્રભાષાનો

અભ્યાસ દરેક વિદ્યાર્થીને આવશ્યક જ ગણાય, અને તેટલા માટે ચાલુ વર્ષની શરૂઆતથી જ શાળામાં હિન્દી ભાષાનું શિક્ષણ દાખલ કરવામાં આવ્યું છે. ઠેઠ નીચલા ધોરણથી તે ઉપરના ધોરણ સુધીના વિદ્યાર્થીઓને હિન્દી ભાષા શીખવવામાં આવે છે. વિનીતના વિદ્યાર્થીઓને તો જરૂરજોગી ઉર્દૂ ભાષાનો પણ અભ્યાસ કરાવવામાં આવે છે.

અમને અહીં જણાવતાં આનંદ થાય છે કે હિન્દી ભાષાના શિક્ષણ માટે અમને ખુદ હિન્દી જ—કે જેની માતૃભાષા જ હિન્દી છે તેવા—શિક્ષક મળી ગયા છે. હિન્દી ભાષામાં વિદ્યાર્થીઓ સંતોષકારક પ્રગતિ કરી રહ્યા છે.

**અંગ્રેજી ભાષાનું શિક્ષણ વૈકલ્પિક**—અહેવાલના સમયની શરૂઆતના દિવસોમાં ઘણા વિદ્યાર્થીઓએ સ્વેચ્છાથી જ અંગ્રેજી ભાષાનું શિક્ષણ છોડી દીધું હતું. આ બધા વિદ્યાર્થીઓને સુતારી કામ શીખવવામાં આવતું. પરંતુ દિલગીરીની વાત છે કે વિદ્યાર્થીઓમાં જેટલો પ્રાણ આવી ગયો છે તેટલો માબાપોમાં આવ્યો જણાતો નથી. અંગ્રેજી ભાષા શીખ્યા સિવાય તો જીવી શકાય જ નહિ, ભણવું એટલે જ અંગ્રેજી ભાષા શીખવી, એવી માન્યતા હજી પણ આપણી સમાજમાં રૂઢ થઇ ગયેલી માલુમ પડે છે. અંગ્રેજી ભાષા ઉપરનો મોહ હજી સુધી છૂટી શકયો નથી. આના પરિણામે વસ્તુસ્થિતિ બહુ વખત ટકી શકી નહિ, વિદ્યાર્થીઓ ઉપર તેમનાં માબાપોનું દબાણ આવવા લાગ્યું અને વિદ્યાર્થીઓને પરાણે પણ તે ભાષા શીખવાની ફરજ પાડી. પરિણામે બહુ જ થોડા વિદ્યાર્થીઓ એવા રહ્યા કે જેઓ અંગ્રેજી શીખતા ન હોય. તેઓ પણ ધીમે ધીમે પડવા અથવા તો અહીંથી નીકળી જવા લાગ્યા; અને અત્યારે અંગ્રેજી નહિ ભણેલો એવો એક પણ વિદ્યાર્થી નથી. વિનીતના વિદ્યાર્થીઓ સિવાય વિનીતવર્ગમાં તો વૈકલ્પિક જ અભ્યાસક્રમ રાખવામાં આવેલો છે અને તે વર્ગમાં એક પણ વિદ્યાર્થીએ અંગ્રેજી લીધેલું નથી.

**શિક્ષણવિષયક વ્યાખ્યાનો માટે અધ્યાપન મંદિરની ગોઠવણ**—જે શિક્ષણપરીક્ષાઓ આ સંસ્થા તરફથી લેવામાં આવે છે તેમાં આ વિનયમંદિરના શિક્ષકોને પણ બેસવાનું હોય છે એ આગળ કહેવાઈ ગયું છે. આવી પરીક્ષાઓની સંગીન તૈયારી અર્થે શિક્ષક ભાઇઓને પરીક્ષાની વસ્તુ ઉપર વ્યાખ્યાનોની આવશ્યકતા જણાઇ અને તેથી તેમની ઇચ્છા

પ્રમાણે નાના પાયા ઉપર એક અધ્યાપન મંદિર ખોલવાની જરૂર પડી. અલબત્ત, સંસ્થાએ હજુ રીતસરનું અધ્યાપન મંદિર ખોલ્યું નથી, પરંતુ પરીક્ષાના વિષયો ઉપર શ્રી ગિરિજાશંકર ભગવાનજી બધેકાએ વ્યાખ્યાનો આપવાની શરૂઆત કરી દીધી છે. આ વર્ષના છેલ્લા મહિનાઓમાં આવાં ઘણાં વ્યાખ્યાનો અપાયાં છે, જેનો ઉદ્દેશ શિક્ષકોને તેમજ સંસ્થાના બીજા કામ કરનારાઓને પરીક્ષાના વિષયનું જ્ઞાન વધારે સારી રીતે ઉપલબ્ધ થાય તે છે. આ વર્ગને રીતસરનું અધ્યાપન મંદિર બનાવવાની જરૂર છે, અને એ બાબતના વિચાર તેમજ તૈયારીઓ પણ થઈ રહી છે એમ અમારા જાણવામાં આવ્યું છે.

**દેશીનામાનું શિક્ષણ**—વિદ્યાર્થીઓને વ્યવહારૂ જ્ઞાનનો પણ લાભ મળી શકે અને તેમના સાક્ષાત્ જીવનમાં તેમને ઉપયોગી થાય તેવું કંઇક તેમને આપી શકાય એવા અભિલાષથી નામાનું શિક્ષણ દાખલ કરવામાં આવ્યું છે. ઈ. સ. ૧૯૨૨ ના જુલાઈ માસની તા. ૭મીથી નામાના એક કુશળ શિક્ષક શ્રી જયંતિલાલભાઇને રોકવામાં આવ્યા છે. અમારા માનવા પ્રામણે નામાના આથી વધારે સારા શિક્ષક તરીકે ભાવનગરમ થી અમે કોઇને પણ મેળવી શકત નહિ. તે બાબ્રુ નામાની બાબતમાં કીટ ગણાય છે.

હાલ તુરત નામાનું શિક્ષણ ત્રીજા, ચોથા અને પાંચમા વર્ષના વિદ્યાર્થીઓને આપવામાં આવે છે. અલબત્ત, આ તો અમારા અખતરાની શરૂઆત છે તેથી તે સંબંધમાં હમણાં તો કશું કહી શકાય જ નહિ. થોડાએક વધારે અનુભવ પછી આ બાબતમાં અમારા ચોક્કસ અભિપ્રાયો અમે આપી શકીશું.

**સમૂહપ્રાર્થના**—વિદ્યાર્થીગૃહમાં હંમેશાં દિવસમાં એક વખત પ્રાર્થના કરવામાં આવે છે. પરંતુ સર્વ શિક્ષક ભાઇઓ તેમજ બહારથી આવનાર વિદ્યાર્થીઓ આ લાભથી વંચિત રહે નહિ એટલા માટે વિનયમંદિરમાં પણ સમૂ પ્રાર્થના દાખલ કરવામાં આવી છે. આ પ્રાર્થનાનો ઉદ્દેશ વિન મંદ ના ક્ષક ભાઇઓને ઉદ્દેશીને લખાયેલા પત્રથી વધારે સ્પષ્ટ થશે, મ ટે તે ટાંકવો અસ્થાને નહિ ગણાયઃ

" આપણો અંતરાત્મા પ્રભુગામી થવાના જે અનેક પ્રયત્નો કરી રહ્યો હોય છે તેને આપણામાં રહેલા ધર્મભાવને કંઇક વ્યકત સ્વરૂપ તો

મળવું જ જોઇયે; અને તે પણ એવા પ્રકારનું કે જે બાલ વિદ્યાર્થીઓનું ભાવિ આપણે ઘડી રહ્યા છીયે તેઓના આત્માની ભૂખ પણ કંઇક અંશે ભાંગે અને તેઓમાં ધર્મભાવના જગાડે. એટલા માટે વિનયમંદિરમાં પણ સમૂહ-પ્રાર્થનાનું તત્ત્વ સ્વીકારવામાં આવે છે......"

**સંગીતશિક્ષણ**—સંગીતશિક્ષણનો વર્ગ તો ગૃહમાં હતો, પરંતુ તેને સંસ્કૃતિનો વિષય (Cultural Subject) ગણી તા. ૧ લી ડિસેમ્બર ૧૯૨૨ થી વિનયમંદિરમાં લાવવામાં આવ્યો છે. આ વર્ગને અહીં લાવ્યે હજી ભાગ્યે જ એક માસ થયો છે, એટલે તે સંબંધમાં વિશેષ કંઈ જ કહી શકાય નહિ. છતાં હાલમાં જે માત્ર હાર્મોનાયમ ઉપર જ કામ લેવામાં આવે છે તે બંધ કરી દિલરૂબા કે સીતાર જેવાં કોઈ ઉંચા પ્રકારનાં વાજીંત્રો ઉપર કામ શરૂ કરવું એવો અમારો અભિલાષ છે. આ સંબંધમાં આવતા વર્ષમાં વધારે કહી શકાશે.

**ગૃહમાં નહિ રહેતા એવા બહારના વિદ્યાર્થીઓને પણ વિનયમંદિરમાં ભણવાની છૂટ**—આજ દિન સુધી આ વિનયમંદિરમાં વિદ્યાર્થીગૃહમાં દાખલ થયેલા વિદ્યાર્થીઓ જ ભણવા માટે આવી શકતા હતા. તા. ૧ લી જૂન ૧૯૨૨ના રોજથી રાષ્ટ્રીય શિક્ષણનો લાભ હરકોઈ શહેરી ઉઠાવી શકે એવા હેતુથી શહેરમાંથી આવનાર વિદ્યાર્થીઓ માટે પણ આ વિનયમંદિરનાં બારણાં ઉઘાડાં કરવામાં આવ્યાં છે.

## વાર્ષિક પરિણામો

ચાલુ સાલમાં જે વિદ્યાર્થીઓને ઉપરના ધોરણમાં ચડાવવામાં આવ્યા છે તેની વિગત પરિશિષ્ટ ए માંથી જોઇ શકાશે. ગૂજરાત વિદ્યાપીઠની વિનીત-ની પરીક્ષામાં બેઠેલ વિદ્યાર્થી સારા ટકા મેળવીને ઉત્તીર્ણ થયેલ છે. તેમણે અમદાવાદના ગૂજરાત મહાવિદ્યાલયમાં પોતાનો અભ્યાસ આગળ જારી રાખ્યો છે.

## સામાન્ય નોંધ

**૧ પૂજ્ય કસ્તુરબાનું આગમન**—બાલમંદિરને ખુલ્લું મુકવાની ક્રિયા થઈ તે વખતે પૂજ્ય કસ્તુરબા સંસ્થામાં પધાર્યાં હતાં. શાળા તો

તે દિવસે બંધ હતી તેથી તેઓ શાળાનું ચાલતું કામ જોવા આવી શક્યાં ન હતાં. તેઓશ્રીની સાથે આવેલા મ્હેમાનોએ શાળાની મુલાકાત લીધી હતી.

૨ મહાત્મા ગાંધીજીની જયંતિ—મહાત્મા ગાંધીજીની બાવનમી જયંતિ શાળામાં ઉજવવામાં આવી હતી. તે દિવસે જાહેર વ્યાખ્યાનો પણ કરવામાં આવ્યાં હતાં. શહેરના સારા સારા સંભાવિત ગૃહસ્થોએ જયંતિ વખતે હાજરી આપી હતી.

૩ પ્રખ્યાત અસહકારી અને અપૂર્વ ત્યાગી પંડિત મોતીલાલજીનાં પુત્રી અ. સૌ. વિજયાલક્ષ્મી બહેન તથા તેમના પતિ શાળામાં ઉજવાયલી ગાંધીજીની જયંતિના દિવસે શાળામાં આવ્યાં હતાં અને પ્રસંગને છાજતા બે શબ્દો એકઠી થયેલી સભાને કહ્યા હતા.

૪ આ શાળાનું નામાભિધાન વિદ્યાલયને બદલે વિનયમંદિર—વિદ્યાસભાના ખાસ ઠરાવથી—રાખવામાં આવ્યું છે.

૫ શાળામાં અત્યાર સુધી રવિવારને સાપ્તાહિક તહેવાર તરીકે પાળવામાં આવતો હતો, તેને બદલે હવેથી સોમવાર પાળવો તેવો ખાસ ઠરાવ વિદ્યાસભાએ કર્યો છે અને તે મુજબ હવેથી શાળામાં સોમવાર પાળવામાં આવે છે.

૬ ગઇ દીવાળીમાં અસાધારણ સંજોગોને લીધે લાંબી રજાને લંબાવવામાં આવી હોવાથી વર્ષ આખરે કરવાના અભ્યાસક્રમને પહોંચી વળવામાં જરા મુશ્કેલી નડી હતી.

૭ તા. ૩૧—૧—૨૧ ના રોજ પ્રથમ શિક્ષણપરીક્ષા લેવાઈ હતી, જેમાં શાળાના તમામ શિક્ષકો ઉત્તીર્ણ થયા હતા તથા શ્રી. નંદલાલ રેવાશંકર ત્રિવેદીને પહેલા આવવાથી રૂપાનો ચંદ્રક મળ્યો હતો.

૮ બીજી શિક્ષણપરીક્ષા તા. ૮—૫—૨૨ ના રોજ લેવાઇ હતી, જેમાં શાળાના પાંચ શિક્ષકો પૈકી ત્રણ શિક્ષક ભાઇઓ ઉત્તીર્ણ થયા હતા.

૯ ગુજરાતના જાણીતા સાક્ષર અને ચુસ્ત અસહકારી ભાઇશ્રી ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક શાળાની મુલાકાતે આવ્યા હતા અને વિદ્યાર્થીઓને ‘ રાષ્ટ્રીય શિક્ષણ ’ ઉપર બે બોલ કહ્યા હતા.

૧૦ નવા વર્ષની શરૂઆતમાં પંચમ વર્ષના વિદ્યાર્થીઓ ચિ. ભાસ્કર ગજાનન તથા ચિ. હરિલાલ માવજી કુંવરાણીને એક વર્ષ ટપાવી દઈ સપ્તમ વર્ષમાં બેસાડવામાં આવ્યા હતા.

૧૧ અહેવાલના છેલ્લા સત્રમાં ડૉ. પુરુષોત્તમ વિનાયક કાણેએ વિદ્યાર્થીઓ સમક્ષ આરોગ્ય ઉપર સાપ્તાહિક વ્યાખ્યાનો આપ્યાં હતાં.

૧૨ ઈ. સ. ૧૯૨૨ના જૂન માસમાં દ્વિતીય વર્ષના ત્રણ વિદ્યાર્થીઓ ચિ. પોપટલાલ હરગોવિંદ, ચિ. વીરસુત ત્રિભોવન અને ચિ. ગૌતમરાય નાનાલાલ તેમની સાથેના વિદ્યાર્થીઓથી ઘણા જ આગળ ગયેલા માલુમ પડવાથી તેમને સીધા જ ચોથા વર્ષમાં બેસાડવામાં આવ્યા છે. એ વર્ષમાં તેઓ સુંદર રીતે પોતાની પ્રગતિ કરી રહ્યા છે.

## નડેલી મુશ્કેલીઓ તેમજ થોડીએક સૂચનાઓ

૧ દરેક વિષયનાં પાઠ્ય પુસ્તકો વધારે પ્રમાણમાં લખવાની જરૂર જણાય છે.

૨ કવિતાના સંગ્રહોમાં સુધારાવધારા થવાની જરૂર છે.

૩ શાળામાં એક મોટા હિન્દી ભાષાના કોષની તથા શિક્ષણશાસ્ત્રની એનસાઇક્લોપીડીયાની બહુ જ જરૂર છે.

૪ વિષયોના અભ્યાસક્રમો ફરીથી લખાવા જોઇયે, અને નહિ લખાયલા વિષયોના અભ્યાસક્રમો પણ હવે લખાઇ જવાની જરૂર છે.

૫ શાળાના વર્ષની સાથે ભવનનું હિસાબી વર્ષ રહેવાનું મંજુર થઇ ગયું છે.

૬ વિજ્ઞાનશિક્ષણ માટે વ્યવસ્થા થવી જોઇયે; અને એટલા માટે જરૂરી સાધનો અને એક શિક્ષક પણ હોવા જોઇયે.

૭ શાળાના આચાર્યને કેળવણીની સંસ્થાઓ જોવા માટે બહારગામ મોકલવા જોઇયે.

૮ શાળાની વર્ગવ્યવસ્થામાં ફૉર્મ સિસ્ટમ (form system) વહેલી તકે દાખલ કરવી જોઇયે.

૯ ભૂગોળના શિક્ષણમાં બહુ જ મુશ્કેલી આવે છે, તેથી એકાદ શિક્ષકને તેમાં પાવરધા થવા માટે મોકલવો જોઇયે.

૧૦ શાળામાં વણાટશિક્ષણ દાખલ થઇ જવું જોઇયે.

૧૧ શાળાને ગૂજરાત વિદ્યાપીઠ સાથે વગરાવલંબે જોડી દેવી જોઇયે.

૧૨ શાળાના મકાન ફરતી વાળાની વાડ અથવા તો વંડી થઈ જવાની બહુ જ જરૂર છે.

૧૩ વ્યાયામ માટે એક અખાડાની તથા એક વ્યાયામશાળાની ગોઠવણ તાત્કાલિક થવી જોઇયે.

---

# બાલમંદિર

## સ્થાપના

સંવત ૧૯૭૬ ના પ્રથમ શ્રાવણ વદ બીજ, તા. ૨ ઑગસ્ટ સને ૧૯૨૦ના મંગળ પ્રભાતે આ મંદિરની સ્થાપના થઇ.

## ઉદ્દેશ

આ મંદિરનો મુખ્ય ઉદ્દેશ ત્રણથી ૭ વર્ષની નાની વયનાં બાળકોને ખાસ કરી મોન્ટીસોરી પદ્ધતિ અનુસાર દેશી ઢબે કેળવવાનો છે. ૭ વર્ષની ઉમ્મર પૂરી થતાં મંદિરનાં બાળકોને મંદિરમાં જ રાખી તેમને મોન્ટીસોરી અને અન્ય ઉત્તમ પદ્ધતિઓને આધારે કુમારમંદિરમાં અપાતું જ્ઞાન આપવાનો, તેમજ આ મંદિરમાં કેળવણીના વિષયમાં સિદ્ધ થયેલા પ્રયોગો દ્વારા બાલમંદિરો અને કુમારમંદિરો સમક્ષ બાલશિક્ષણનો આદર્શ અને પદ્ધતિ રજુ કરવાનો છે.

૧૯૭૭ ના ફાગણ સુદ ૧૪ ના દિવસે અમારા તરફથી વિદ્યાસભાના સભાસદો તરફ લખી મોકલાયેલ "બાલમંદિરના કાર્યની દિશાનું સ્વરૂપ"માં મંદિરના ઉદ્દેશને સ્પષ્ટ કરવામાં આવેલો છે. એ લેખમાંની કેટલીએક હકીકત નીચે ટાંકી છેઃ

" આ મંદિરનું શિક્ષણ પૂરું થતાં કુમારમંદિરના વર્ગો ઉઘાડવાની પ્રવૃત્તિ સ્વાભાવિક રીતે જ ઉદ્‌ભવશે, અને એમ એક એક ઉપલો વર્ગ વધતાં જતાં બાલમંદિરમાંથી કુમારમંદિર અને વિનયમંદિર ખડાં થશે.

" બાલમંદિર આ દેશનું એક આદર્શ મંદિર બને, અહીંથી આખા દેશમાં બાલમંદિરના વિચારો ફેલાય અને આ મંદિરના ધોરણે આખા દેશમાં બાલમંદિરો સ્થપાય એવું આદર્શરૂપ બાલમંદિર બનાવવાનો પ્રયત્ન બાલમંદિરમાં થશે. બાલમંદિર બાળકોને કેળવણી આપશે. એ ઉપરાંત બાળકોનાં માબાપોને કેળવણી આપવા પ્રવૃત્તિ આદરશે. માબાપોને જાતે મળીને, ભાષણો આપીને અને પાત્રકાઓ મોકલીને તેમને બાલકેળવણીમાં રસ લેતા કરશે અને કેળવણી પ્રત્યે આખા દેશને નજર કરતો બનાવશે.

" બાલમંદિર બાળકોનો નવો યુગ બેસાડશે; બાલમંદિર માબાપને તેમનાં કર્તવ્યનું ભાન કરાવશે; બાલમંદિર ભવિષ્યને ઉત્તમ પ્રજા આપશે; બાલમંદિર કેળવણીના ક્ષેત્રમાં નવો પ્રકાશ પાડશે; બાલમંદિર કેળવણીનું ધ્યેય અને શિક્ષણશાસ્ત્રનું દૃષ્ટિબિન્દુ ફેરવી નાખશે; બાલમંદિર જ્ઞાન અને કેળવણીશાસ્ત્રની પ્રયોગશાળા બનશે; બાલમંદિરની કેળવણીમાં સ્વાતંત્ર્ય અને સ્વતઃ આવિર્ભાવને સંપૂર્ણ અવકાશ મળશે; બાલમંદિર બાળકોની પૂજાનું, સહાનુભૂતિનું અને સન્માનનું પવિત્ર મંદિર બનશે. "

## મકાન

શરૂઆતના મહિનાઓમાં બાલમંદિર શ્રી આર. કે. મોદીના મકાનમાં બેસતું; બચપણના મુશ્કેલીભર્યા અને નાજુક પ્રસંગોમાંથી મંદિર ત્યાં જ પસાર થયું. પછી મંદિર આવ્યું ભવનના નાનકડા દવાખાનાના નાના એવા મકાનમાં. ત્યાં મંદિર સંયમ અને વ્યવસ્થાની તાલીમ સારી રીતે શીખ્યું. અત્યારે તે એક વિશાળ, ભવ્ય અને સુંદર મકાનમાં આવીને રહ્યું છે. આ સુંદર મકાન સંપડાવનાર ભાઇ હીરાલાલ અમૃતલાલ શાહની કંપની છે. ખરેખર જ, એ દાનશૂર ભાઇઓએ બાલમંદિર બંધાવી આપી પોતાના દ્રવ્યનો સારામાં સારો ઉપયોગ કર્યો છે.

મંદિરની યાત્રાએ આવનાર અનેક નરનારીઓનાં મ્હોંમાંથી અનેક વાર સહેજે ઉદ્‌ગારો સરી જાય છે કે " ધન્ય છે આવું સુંદર મંદિર

બંધાવી આપનારને! આનું નામ તે ધનનો સદુપયોગ! પ્રભુએ આપ્યું તે આનું જ નામ!"

આ મંદિરની દક્ષિણ બાજુએ પડોશમા જ અવધૂતા વિનોદપ્રિયાની નાની ને નાજુકડી દેરી, દૂર દૂર ભૂરા ડુંગરોની હારની હાર અને એની વચ્ચે સ્વચ્છ આકાશથી ઢંકાયેલાં ખેતરોની ઉંચીનીચી જમીનનો લાંબો વિસ્તાર છે. પૂર્વમાં અફાટ ખુલ્લો પ્રદેશ અને ક્ષિતિજ પાસે ભાવનગરની રૂપેરી ખાડીનું પથરણું છે. ઉત્તરે મંદિરના પગથારે ભવનનાં અને બીજાં શહેરી મકાનોનો ઝુમખો છે. પશ્ચિમમાં નજીકમાં જ વાડીઓ અને બાગ, તેની પાછળ મહારાજાના મહેલો ને આઘે આઘે બોરતળાવ તથા તેની પેલી પાર ક્યાંય દૂર દૂર ઝાંખો ભૂરો શત્રુંજય પર્વત પડેલાં છે.

મંદિરની આસપાસની આ સુંદરતા જ સ્વતઃકેળવણી છે. ચોમાસામાં તો મંદિરની આજુબાજુનું સૌંદર્ય અપૂર્વ જ બને છે. ઘણા લોકો મંદિર ઉપરથી ચોમેર નજર નાખી બોલે છે કે ભાવનગર તો એક નાનકડા બેટ જેવું છે.

## અધ્યાપકમંડળ

| | |
|---|---|
| શ્રી ગિરિજાશંકર ભગવાનજી બધેકા | મુખ્ય અધ્યાપક |
| શ્રીમતી નર્મદાબહેન મહાશંકર રાવળ | શિક્ષિકા ( સ્વયંસેવિકા ) |
| શ્રી મનુભાઇ મોરારજી ભટ્ટ | શિક્ષક |
| શ્રી ચુનીલાલ શામજી | સંગીતશિક્ષક |
| શ્રી ભાનુશંકર નરભેરામ | તબલચી |
| શ્રીમતી દુર્ગાબહેન | ઉમેદવાર વિદ્યાર્થી શિક્ષિકા |

બહેન નર્મદા લગભગ પોણા બે વર્ષથી કોઇપણ જાતનો બદલો લીધા વિના મંદિરમાં શિક્ષિકા તરીકે કામ કરે છે. તેની આ સેવા અમૂલ્ય છે. બાલશિક્ષણના સાક્ષાત્ પરિચય અને અનુભવથી એ બહેનને મૉન્ટીસોરી પદ્ધતિના મૂળભૂત સિદ્ધાન્તોનું અને શિક્ષણપદ્ધતિનું રહસ્ય સમજાઇ ગયું છે. ભવનના વ્યવસ્થાપક મંડળે તેમની સેવાની કદર કરી તેમને ઉપમુરબ્બીના પદનું માન આપ્યું છે તે ખરે જ સ્તુતિપાત્ર છે. તેઓ હજી પદ્ધતિના જ્ઞાન માટે તાલીમ લઇ રહ્યાં છે. અમને સંપૂર્ણ આશા છે કે ભવિષ્યમાં અમે મંદિરનો ઘણો ભાર તેના શિર ઉપર મુકી શકીશું.

ભાઈ મનુભાઈનું આ બીજું વર્ષ ચાલે છે. આ વખતે પણ કેળવણી ખાતાએ તેમની નોકરી ઉછીની આપી સંસ્થાના ઉપર ઉપકાર કર્યો છે. તે ભાઈને મૉન્ટીસોરી પદ્ધતિમાં સંપૂર્ણ વિશ્વાસ આવી ગયો છે. દિનપ્રતિદિન એ ભાઈનાં જ્ઞાન અને શક્તિ વધતાં જ ગયાં છે. તેમનામાં શ્રદ્ધા અને ઉત્સાહ છે તેથી અમારી આશા છે કે તેઓ આગળ વધશે. તેમને અત્યારે એક સ્વતંત્ર વર્ગ સોંપ્યો છે. અમારા કામમાં તેઓ અનેક જાતની મદદ કરે છે.

દુર્ગાબહેન આ મહિનામાં જ આવ્યાં છે. તેઓ કલકત્તાના શેઠ જીવણલાલની સ્કૉલરશીપ લઇ અમારે ત્યાં પદ્ધતિનો અભ્યાસ કરે છે. તેમને અમે મદદગારનું કામ સોંપીયે છીયે.

અમારે હજી શિક્ષકો વધારવાની જરૂર છે જ. પરન્તુ જ્યાં સુધી તાલીમ લીધેલા શિક્ષકો ન મળે ત્યાં સુધી અમારે આમ ને આમ ચલાવવું જ પડે અને અમે વધારે સંખ્યામાં બાળકોને લઈ ન શકીયે.

## શિક્ષણપદ્ધતિ

મંદિરમાં શિક્ષણપદ્ધતિનું ધોરણ મુખ્યતઃ મૉન્ટીસોરી પદ્ધતિ અનુસાર છે. એ પદ્ધતિના ઘણાખરા સિદ્ધાન્તોનું અમને સંપૂર્ણ દર્શન થયેલું છે. અમે તેનો ઘણે અંશે મંદિરમાં અમલ પણ કરીયે છીયે.

૧ શિક્ષાના ભય વિના અને ઇનામના આકર્ષણ વિના છેક નાનાં બાળકોમાં અમે વ્યવસ્થા અને જ્ઞાનપ્રેમ ઉપજાવી શકયા છીયે.

૨ સમૂહશિક્ષણને બદલે વ્યક્તિશિક્ષણને સ્થાન આપી બાળકોમાં અમે વ્યક્તિત્વ અને સ્વાવલંબન ખીલવી શકયા છીયે.

૩ સ્વાતંત્ર્ય અને સ્વતઃ આવિર્ભાવના સિદ્ધાન્તોના અમલથી બાળકોને સ્વાતંત્ર્યપ્રિય અને મનગમતા વિષયોમાં કલાકોના કલાકો સુધી એકતાર થતા અને અભ્યાસને જાતે જ કરતા અમે જોયા છે.

૪ બાળકોએ પોતે જ સિદ્ધ કરી આપ્યું છે કે મનુષ્યમાં જ્ઞાન મેળવવાની વૃત્તિ સ્વાભાવિક છે. જ્ઞાનપ્રાપ્તિ એ માનવીની સ્વાભાવિક હાજત છે.

૫ એવો પણ અનુભવ થઇ ચૂકયો છે કે જ્યાં જ્યાં બાળકોને શિક્ષક પ્રેરે છે ત્યાં ત્યાં તે તેમના જ્ઞાન ઉપાર્જનના કાર્યમાં નિષ્ફળ ગયાં છે. પરન્તુ જ્યાં જ્યાં તેમને સ્વયંપ્રેરિત રહેવા દેવામાં આવ્યાં છે ત્યાં ત્યાં તેમણે અદ્દભુત કામ કરી બતાવ્યું છે.

૬ સમયપત્રક, નંબર, ચડાઉતરી, ઇમ્પોઝિશન, મૉનીટર, ઇનામ કે ભય વિના શિક્ષણનું કામ ચલાવી શકાય છે.

૭ મૉન્ટીસોરી પદ્ધતિ પ્રમાણે બરાબર ચાલતી શાળા એક પ્રયોગ-શાળા છે અને ત્યાં બાળકના માનસનો અભ્યાસ થઇ શકે છે, એ કથનમાં અમને સંપૂર્ણ વિશ્વાસ આવ્યો છે.

૮ આ પદ્ધતિમાં વાતાવરણ પ્રમુખસ્થાને ને શિક્ષણ ગૌણસ્થાને છે, એ સિદ્ધાન્ત ઉપર જ મૉન્ટીસોરી પદ્ધતિનું કામ ચાલવું જોઇયે એવી અમારી ખાત્રી થઈ છે.

૯ પ્રત્યેક બાળકમાં કંઇ ને કંઇ વિસિષ્ટતા છે, કે જે વિશિષ્ટતાને આ શાળામાં અવકાશ ન મળ્યો હોત તો તે બાળક એ દિશામાં ખીલત નહિ. આજની શાળાઓમાં માત્ર ગણિત, વાચન અને લેખન શીખવવા જતાં બાળકની જાતજાતની કુદરતી શક્તિઓ મરી જાય છે. છેક નાની ઉમ્મરથી બાળક ચિત્રો દ્વારા પોતાનો આત્મા પ્રગટ કરે છે એ સત્યનો અમારી શાળાએ પ્રત્યક્ષ અને સચોટ પુરાવો આપ્યો છે.

૧૦ મૉન્ટીસોરી પદ્ધતિનાં સાધનો વિના પદ્ધતિથી કામ થઈ શકે એમ કહેનારાઓ પદ્ધતિને સમજ્યા જ નથી એવી અમારી સજ્જડ માન્યતા છે. અમારો અનુભવ એવો થયો છે કે સાધનો જેટલાં ઓછાં તેટલી ન્યૂનતા, એટલું જ નહિ પણ પ્રયોગ અને શિક્ષણના કાર્યમાં નુકસાન જ.

૧૧ મૉન્ટીસોરી, કિન્ડરગાર્ટન કે બીજી પદ્ધતિઓનું સંમિશ્રણ કરી કામ કરવાની વાતો પદ્ધતિના ખરા જ્ઞાનનું અજાણપણું બતાવે છે. ડૉ. મૉન્ટીસોરી કહે છે કે જો મારી પદ્ધતિ અનુસાર ચાલવું હોય તો તે જ પદ્ધતિને અનુસરો. અમને મૉન્ટીસોરીનાં વચનમાં ભારે રહસ્ય અને સત્ય સમાયેલાં છે એવો અનુભવ થયો છે.

૧૨ જો સંપૂર્ણ સાધનોથી, પદ્ધતિના પૂરા જ્ઞાનવાળો શિક્ષક, અનુકૂળ પરિસ્થિતિમાં મૉન્ટીસોરી પદ્ધતિથી બાળકોને કેળવે તો ઇટાલીમાં ડૉ. મૉન્ટીસોરીએ જે પરિણામો બતાવ્યાં છે તે જ પરિણામો અહીં પણ બતાવી શકે એમાં અમને શક લાગતો નથી.

## અભ્યાસક્રમ

મૉન્ટીસોરી પદ્ધતિમાં અભ્યાસક્રમ જેવું કશું છે જ નહિ. છતાં એ પદ્ધતિ દ્વારા સિદ્ધ થતી બાબતોને આપણે નીચે પ્રમાણે ગણાવી શકીયે:

| | |
|---|---|
| ૧ સુનિયંત્રણા | ૯ ચિત્રકામ |
| ૨ વ્યવહારજ્ઞાન | ૧૦ માટીકામ |
| ૩ સ્નાયુઓની કેળવણી–શરીર વિકાસ | ૧૧ બાગકામ |
| ૪ કુદરતનો સુપરિચય | ૧૨ ભાષાનો વિકાસ અને શુદ્ધ |
| ૫ ઇન્દ્રિયોની કેળવણી | ૧૩ સંગીત |
| ૬ બૌદ્ધિક કેળવણી | ૧૪ જાતમહેનત |
| ૭ લેખન–વાચન | ૧૫ વાર્તાનું કથન |
| ૮ અંકજ્ઞાન | ૧૬ ભોજન |

૧૭ ધાર્મિક શિક્ષણ

ઉપર લખી બાબતો માંહેની નીચે લખી બાબતોમાં બાળકોએ નીચે લખ્યો વિકાસ કરેલો છે એમ સાધારણ રીતે કહી શકાય; અથવા તો એ બાબતોમાં નીચે લખ્યા પ્રમાણે પ્રયોગો થયા છે.

**સુનિયંત્રણા**–સ્વાતંત્ર્ય અને સ્વતઃ આવિર્ભાવના પરિણામે સુનિયંત્રણા સ્વાભાવિક રીતે જન્મી છે. મંદિરમાં જેટલા પ્રમાણમાં સ્વાતંત્ર્ય અને સ્વતઃ આવિર્ભાવને સંજોગોવશાત્ ઓછો અવકાશ છે તેટલા પ્રમાણમાં બેશક સુનિયંત્રણામાં ન્યૂનતા રહેલી છે. સ્વાતંત્ર્ય અને સ્વતઃ આવિર્ભાવનો મુખ્ય આધાર સંપૂર્ણ વાતાવરણ–પરિસ્થિતિ અને દક્ષ શિક્ષક ઉપર છે. મંદિરમાં એ બે વાનાં હજી પૂર્ણ કોટિએ પહોંચ્યાં નથી. સાધનો પૂરેપૂરાં નથી, શિક્ષકો

સંપૂર્ણ તાલીમ લીધેલા નથી, બાળકોની પસંદગીનું ધોરણ કડક અને ચોકસ નથી, માબાપો આશા રાખી બેઠા છે કે બાળકોને જલદી જલદી એકડા શીખવી દેવાય તો ઠીક. આ સંજોગોમાં કોઈ કોઈ બાળકના સ્વાતંત્ર્યની રોકાવટ થાય છે, અને તેમ થતાં સુનિયંત્રણા અસ્વાભાવિક બને છે; પરિણામે બાળકના આવિર્ભાવને ઓછો અવકાશ મળે છે. પણ આ અપવાદ રૂપે છે. સ્વતંત્રતામાં સંયમ અને સુનિયંત્રણા રહી શકે છે એ સિદ્ધાન્ત અક્ષરશઃ સત્ય છે એવું અમારૂં માનવું થયું છે. અમે એ સિદ્ધાન્તને મંદિરમાં સંપૂર્ણ સાચો બનાવવા દિનપ્રતિદિન મહેનત કર્યે જઇયે છીયે. અત્યારે પણ એટલું તો નિર્વિવાદ છે કે જે જે લોકો અહીં આવી ગયા છે તે તે લોકોના મન ઉપર એટલી તો છાપ પડી જ છે કે કોઇપણ જાતના ભય કે દબાણ વિના બાળકો સુનિયંત્રિત રહી શકે છે. બાળકોનાં માબાપો ખુદ, પોતાનાં બાળકોના નિયંત્રિત સ્વાતંત્ર્ય–ભર્યા વ્યવહારો જોઇ આશ્ચર્ય-ચકિત થાય છે. ખરાબ અને સારૂં એ બે વચ્ચેનો તફાવત જાણ્યા પછી સ્વતંત્ર વાતાવરણમાં બાળક કુદરતી રીતે જ જાણે સંયમી રહે છે.

**વ્યવહારૂ જ્ઞાન**—આમાં સ્વચ્છતા અને પોતાનાં શરીર તેમ જ બાલમંદિરના સાહિત્યને સુંદર અને સુવ્યવસ્થિત રાખવાનાં કાર્યોને નોંધી શકાય. બાળકો સ્વચ્છ રહેતાં શીખે અને બાલમંદિરને સ્વચ્છ રાખતાં શીખે એ માટે તેમને અનુકૂળ એવું વાતાવરણ રચવામાં આવ્યું છે. તેમને નાની નાની સૂપડીઓ અને સાવરણીઓ આપવામાં આવી છે. એ વડે તેઓ મંદિરને સ્વચ્છ રાખવાનો શોખ કેળવે છે. લાંબે વખતે બાળકમાં એવી ટેવ પડી જાય છે કે કોઇપણ સ્થળે એવો કચરો પડ્યો હોય તો તે ઉપાડ્યા વિના રહેતું નથી. કોઇપિણ જાતની નાની એવી ગંદકી પણ તે સહન કરી શકતું નથી. વળી, મંદિરમાં હાથ ધોવાનાં વાસણો, સાબુ, ટુવાલ, કાચ અને દાંતીયા મુકવામાં આવેલ છે. આ બધું બાળકને સ્વચ્છ રહેવા અને મંદિરને સ્વચ્છ રાખવા પ્રેરે છે. બાળકમાં વ્યવસ્થાશક્તિ અને સૌન્દર્યશક્તિ–દ્દષ્ટિ–ખીલે એ માટે બાલમંદિરને બને તેટલી સુંદર કળા દૃષ્ટિથી શણગારીયે છીયે, તેનાં સાધનોને નવી નવી ઢબે સુશોભિત રીતે ગોઠવીયે છીયે અને એ કાર્યમાં તેને ભાગ લેતું કરીયે છીયે. વળી અમે બાળકને પોતાની જાતે જ ગોઠવણ કરતું કરવા નવી નવી યોજના કર્યા કરીયે છીયે. આટલા વખતના અખતરાથી અમે કહી શકીયે છીયે કે સુવ્યવસ્થિત ઘટના ને સુશોભિત શણગારો બાળકમાં સુવ્યવસ્થા ઉત્પન્ન

કરે છે અને સૌન્દર્યપ્રધાન વાતાવરણ બાળકમાં સૌન્દર્યની દૃષ્ટિ ઉઘાડે છે તથા પોષે છે. આ મંદિરનાં બાળકોમાં અમે આ બે વસ્તુઓ સિદ્ધ થયેલી જોઈ શક્યા છીયે. અમારો અખતરો એમ પણ કહે છે કે બાળકને છેક બચપણથી વ્યવસ્થાના કામમાં કેળવી શકાય. જો તેઓને વ્યવસ્થાનું રહસ્ય સમજાવી મંદિરની વ્યવસ્થા સોંપી દઇયે અને પછી અવારનવાર દિશા બતાવતા રહીયે તો તેઓ મંદિરને પોતાનું બીજું ઘર જ માની તેને સંપૂર્ણ સુવ્યવસ્થિત રાખવાનાં જ. બેશક મૉન્ટીસોરી પદ્ધતિથી કેળવાતાં ઇટાલીનાં બાળકોમાં વ્યવસ્થા અને સ્વચ્છતાનો જે અદ્દ્ભુત શોખ છે તેવો શોખ હજી આપણા બાળકોમાં પ્રગટયો નથી. હજી વ્યવસ્થા ઉત્પન્ન કરે તેવાં કેટલાંએક સાધનોની અપૂર્ણતા છે. વળી દેશ આખાની સ્વચ્છતાની અને વ્યવસ્થાની કલ્પના જ છેક ક્ષુદ્ર છે. આજનાં આપણાં ઘરો અને શહેરોની અસ્વચ્છતાનું પ્રતિબિમ્બ બાળકોમાં અને તેમની ટેવોમાં પહેલું છે જ. આપણાં ઘરોમાં સારી સ્વચ્છતા જેવું અને સુવ્યવસ્થિત ઘરના જેવું બહુ જ થોડું રહેલું છે. જે ઘરોમાં અને શેરીઓમાં મોટે ભાગે ગંદકી, મચ્છર, ખરાબ હવા, હવા-પ્રકાશનો અભાવ પૂરેપૂરાં છે, જે ઘરોમાં નકામું, કઢંગુ અને કલાનું ઉચ્છેદક ઉપસ્કર આડુંઅવળું ખડકેલું છે તે ઘરોમાંથી અને શેરીઓમાંથી આવતાં બાળકોની વ્યવસ્થા, સ્વચ્છતા અને કલાપ્રધાન ઘટનાની રુચિ કેવી હોય તે સમજી શકાય તેવું છે. આવાં બાળકોને સુઘડતાના પાઠો ભણાવતાં પણ દિવસોના દિવસો ચાલ્યા જાય છે. ગરીબાઇ કે શ્રીમન્તાઇના તોરને લીધે, અતિપ્રવૃત્ત અથવા આળસને લીધે જે ઘરોમાં બાળકોનું છેલ્લામાં છેલ્લું સ્થાન છે તે ઘરોમાંથી આવતાં બાળકો મેલાંઘેલાં, નખ વધેલાં, ગંદાં કે ફાટાંતુટાં લુગડાંવાળાં અને માથે બીંસરાં વાળાં હોય તો તેમાં બહુ આશ્ચર્ય જેવું નથી. છતાં અમારે અમારાં બાળકોનાં માતપિતાને ધન્યવાદ આપવો જ જોઇયે. તેઓએ અમારી પત્રિકાઓ અને ચિઠ્ઠીઓને માન આપીને પોતાનાં બાળકોને મંદિરમાં સ્વચ્છ મોકલવાનો ઘટતો પ્રયત્ન કર્યો જ છે. એમના એ પ્રયત્નના પરિણામે તેમજ આ પદ્ધતિથી રખાતી મંદિર તથા બાળકોની સ્વચ્છતાને લીધે જ અમે ગ્વાલીયરના પ્રો. કુલકર્ણીના મુખમાંથી નીચે લખ્યા શબ્દો સાંભળી ખુશી થયા છીયે:

" આટલાં સ્વચ્છ અને સુંદર બાળકો મેં ક્યાંય દીઠાં નાહ. હું ઘણું ફર્યો છું. આવાં બાળકો યુરોપમાં હોય છે. "

સ્વચ્છતા, સુંદરતા અને તંદુરસ્તીના નમુના બતાવવા માટે તેઓ બાઇ અમારી પાસેથી બાળકોના ફોટાની એક નકલ લઇ ગયેલ છે. એની તેઓ મૅજીક લૅન્ટર્નની સ્લાઇડ બનાવી લેવાના છે.

**સ્નાયુઓની કેળવણી-શરીરવિકાસ**—મૉન્ટીસોરી પદ્ધતિના સિદ્ધાન્તોને અનુસરવાથી બાળકોનો પોતાનાં શરીર ઉપરનો કાબુ વધે છે અને આસ્તે આસ્તે તેમનો શરીરવિકાસ સુંદર બને છે. આ પદ્ધતિમાં ચાલવાની, બેસવાની, દોડવાની અને જાતે કામ કરવાની જે જે યોજનાઓ કરવામાં આવી છે તે તે યોજનાઓને લીધે બાળકનો શરીરનાં જુદાં જુદાં અંગો ઉપર એવો તો કાબુ જામે છે કે જે કાબુ મોટી ઉમ્મરનાં બાળકોમાં પણ નથી હોતો. આ કાબુને લીધે બાળકની ચાલ નાજુક અને રમણીય બને છે. ઢંગધડા વિનાનું ઠેકવું, કુદવું અને કઢંગું ચાલવું આ કાબુને લીધે દૂર થાય છે. આ કાબુના પારણામે જ બાળકો મંદિરના ઉપરકરને સંભાળથી વાપરી શકે છે, કાચનાં અને માટીનાં વાસણોને બહુ જ ઓછાં તોડે છે, જાતે પીરસી શકે છે, ઘોંઘાટ વિના રમી કે ચાલી શકે છે, નાની જગ્યામાંથી હલ્લા હલ્લી કર્યા વિના પસાર થઇ શકે છે. હારબંધ બેસવામાં, હારબંધ ચાલવામાં અને નાની એવી મુસાફરી વખતે જોઇ શકાય છે કે બાળકમાં પોતાના અંગ ઉપર કેટલો બધો કાબુ આવી ગયેલો છે.

અમુક વખતે બાળકને કસરત કરાવવી જ જોઇયે એવું આ પદ્ધાતમાં નથી. આ પદ્ધતિમાં કસરતનાં ખાસ સાધનો પણ નથી. આમ છતાં બાળકનો શરીરવિકાસ સુંદર થાય છે એવો અમારો જાતઅનુભવ છે. આનું કારણ એ છે કે આ પદ્ધતિએ અત્યારની શાળાઓમાં ચાલતી કેટલીએક ક્રૂર રીતિઓનો બહિષ્કાર કરેલો છે. વળી એક કારણ એ પણ છે કે ડૉ. મૉન્ટીસોરીનો આ બાબતનો સિદ્ધાન્ત અત્યારના કેળવણીકારોના સિદ્ધાન્તથી ભિન્ન છે. બાળકને અમુક ચોકસ વખત સુધી એકીવખતે હાલ્યાચાલ્યા વિના અમુક જ પ્રકારના આસને બેસી, અમુક જ ક્રિયા કરવાની ફરજ હોતી નથી. બાળક પોતાને ગમતી રમત, પોતાને ગમતે વખતે, ગમતે સ્થળે અને ગમતી બેઠકે બેસી રમી શકે છે. બાળકને જ્યારે થાક લાગે ત્યારે બાળક વગર રજાએ પોતાની ઇચ્છાથી થાક ઉતારી શકે છે. તે જાજમ ઉપર જઈ સુઇ શકે છે કે તેના ઉપર આળોટી શકે છે. શરીરવિકાસમાં પણ સ્વાતંત્ર્યનો નિયમ લાગુ પાડવાથી બાળકની તંદુરસ્તી આપોઆપ જ ખીલે છે. વળી, અત્યારનું મંદિર તેમજ તેની આજુબાજુનો વિસ્તાર પુષ્કળ હોવાથી બાળકો યથેચ્છ

ફરતા રહીને કસરતનો લાભ ઉઠાવી શકે છે. આ ઉપરાંત સ્નાયુઓનો સંયમ વધારવા માટે અને એકધ્યાનતા કેળવવા માટે સાદી ડ્રીલની ગોઠવણુ પણ છે. ડ્રીલ દ્વારા ઇન્દ્રિયો અને સ્નાયુઓના વિકાસની પરીક્ષા પણ થઇ જાય છે. ધ્યાનની રમત બીજા લાભો સાથે શરીર ઉપરનો કાબુ વધારે છે જ. એકન્દર, અમને અમારા અખતરાથી માલુમ પડ્યું છે કે આ પદ્ધતિ દ્વારા સ્નાયુ વિકાસ અને શરીરવિકાસ બન્ને સારી રીતે સિદ્ધ થઇ શકે છે. વળી, ભાવિષ્યમાં બાગકામ અને માટીકામ દાખલ થતાં અમારૂં માનવું છે કે બાળકોનો સ્નાયુ ઉપરનો કાબુ વધશે, એટલું જ નહિ પણ એ વિકાસ બાળકની અન્ય શક્તિઓને ખીલવવામાં મદદગાર થશે.

**કુદરતનો સુપરિચય**—આ પદ્ધતિમાં કુદરતના સુપરિચય ઉપર સારો એવો ભાર મુકવામાં આવ્યો છે. આ પરિચય બાગનાં ઝાડો ઉછેરવાથી, પ્રાણીઓને પાળવાથી અને તેમને ઉછેરવાથી આપી શકાય છે. હજી આપણા મંદિર ફરતો બાગ નથી થયો તેમજ નાનાં જનાવરોને ઉછેરવાની સગવડતા પણ નથી કરી શકાણી. તેટલી ઉણપ હવે પછી પૂરવાની છે. જે થોડોઘણો કુદરતનો પરિચય બાળકોને અમે નાની નાની મુસાફરી દ્વારા આપ્યો છે તેથી અમારૂં એવું માનવું થયું છે કે જેમ જેમ બાળક કુદરતી વાતાવરણમાં રહેશે તેમ તેમ તેની સુંદર વસ્તુને સમજવાની શકિત વધતી જ જશે. કુદરતનું વાતાવરણ કેટલી બધી મજબૂત અસર કરે છે તેનું એક જ દૃષ્ટાન્ત બસ થશે. આબાદ બહેન નામની એક કન્યા મંદિરમાં આવે છે. તે બાનુ જે ચિત્રો કાઢે છે એમાં " શણગાર રચના " એની વિશેષતા છે. અમારાં સાધનો ભૌમિતિક આકૃતિઓનાં આલેખનોને પોષી રહ્યાં છે. પરન્તુ તે આકૃતિઓનાં આલેખનોને ફુલો અને પાંદડાં વડે શણગારવાના કામની શરૂઆત તો આબાદ બાનુના મગજમાંથી જ નીકળી છે. આનું આ એક જ કારણ છે એમ તો ન કહેવાય; પણ મુખ્ય કારણ તો છે જ કે એ બાનુને ઘેર સુંદર બાગ છે અને એ બાગમાં જ એ બેન પોતાનો ફુરસદનો લગભગ બધો વખત ગાળે છે. એક માળીનું બાળક મંદિરમાં છે. તેને ઝાડની પેઠે હરહમેશ હવા અને પ્રકાશમાં જ રહેવું ગમે છે. ફુલઝાડો કાઢવાનું તેનું વલણ દેખાઇ આવ્યું છે; જો કે તે કામમાં તેણે એટલી બધી પ્રગતિ નથી કરી. જ્યાં સુધી મંદિરને બાગ નથી ત્યાં સુધી અમારે બાળકોને કુદરતમાં બહાર ફરવા લઇ જવાનું, ફુલદાનીઓ ગોઠવી તેમની આંખ તળે કુદરત લાવવાનું અને ચિત્રો વગેરે જેમાં કુદરતનું પ્રતિબિમ્બ છે તેનું પ્રદર્શન કરી બાળકને

કળા તરફ લઈ જવાનું છે. અત્યારે પ્રાણીઓ પ્રત્યે બાળકોનો પ્રેમ વધારવાનું અમારી પાસે કશું સાહિત્ય નથી.

ઇન્દ્રિયોની કેળવણી—ઇન્દ્રિયોની કેળવણીનાં બધાં સાધનો હજી એકઠાં થઇ શકયાં નથી. ઘણાંખરાં સાધનો માત્ર થોડા જ વખત પહેલાં મેળવી શકયા છીયે; છતાં જે સાધનો દ્વારા કામ ચાલ્યું તે સાધનોથી તેટલા પૂરતી સફળતા મળી છે. ટૂંકમાં કહીયે તો બાળકના ઇન્દ્રિયવિકાસની દિશામાં અમે ઘણું કામ કરી શકયા છીયે. શાન્તિની રમતથી બાળકની કર્ણેન્દ્રિય ખીલવી શકયા છીયે; એને પરિણામે તેમને સંગીતશ્રવણ અને તાલ પ્રિય બન્યાં છે. રંગની તખતીઓથી અને રંગીન પેન્સીલના વપરાશથી બાળકની રંગશક્તિ ખીલતી જ ચાલી છે. બાળકે પોતાની એ રંગ-શક્તિનું પ્રતિબિમ્બ ચિત્રકામમાં સુંદર રીતે પાડયું છે. અમારાં બાળકોનાં ચિત્રોનાં આલ્બમો આ બાબતમાં સુંદર પૂરાવો છે. સ્પર્શની શક્તિ ખીલ-વવામાં સાધનો અને તેની ગોઠવણુ હજી અધુરાં છે. તેથી લેખનકાર્યમાં જે અદ્ભુત ફતેહ ડૉ. મૉન્ટીસોરીને મળી છે તે હજી અમને મળી નથી, છતાં સ્પર્શની ઇન્દ્રિયનો સારો એવો વિકાસ તો થઇ જ શકયો છે. અમારો એવો અનુભવ છે કે અત્યારે બાળકો વસ્તુઓને આંખે જુએ છે, ઉપરાંત સ્પર્શ વડે પણ જાણે છે. એટલું તો દેખાયું છે કે આગળ વધેલાં બાળકો ચક્ષુની સાથે સ્પર્શને પણ વાપરે છે. હમણા હમણામાં બાળકો અક્ષર ઘુંટવામાં રસ લે છે એ આપણા સ્પર્શની ઇન્દ્રિયના વિકાસનું જ ફળ છે. અમારે હજી આ દિશામાં પ્રયોગો કરવાનું બાકી છે. સ્પર્શની ઇન્દ્રિય એટલી બધી તીવ્ર થઈ જવી જોઇયે કે નજરે ન દેખાય તેવી રજને પણ બાળક સ્પર્શથી જાણી શકે અને તેને સહન ન કરે. નાક અને જીભની કેળવણીના વિકાસ માટે મૉન્ટીસોરી પદ્ધતિમાં ખાસ સાધનોની યોજના નથી. અમે પણ હજી એ વિષયમાં પ્રયોગની જ સ્થિતિમાં છીયે. આંખની ઇન્દ્રિય કેળવવાનાં સઘળાં સાધનો આ મંદિરમાં આવી ગયાં છે. પરિણામે આંખની ઇન્દ્રિયનો વિકાસ પણ સુંદર થયો છે. ચિત્રનું અને પરિસ્થિતિનું અવલોકન કરવાની ટેવ બાળકમાં ઝડપથી વધે છે. કંઈક આ શક્તિ એકા-એક વધી જવાથી બાળકોનો ચિત્રકળા તરફ વધારે વેગ છે એમ માની શકાય, છતાં અક્ષરજ્ઞાન એકલી આંખથી નથી કરાવાતું અને થતું પણ નથી. એ કાર્યમાં સ્પર્શ અને આંખ બન્નેને સાથે વપરાવીયે છીયે; જોકે સ્પર્શ કંઈક ઓછો કેળવાયેલો તો ખરો જ.

**બૌદ્ધિક કેળવણી**—ઇન્દ્રિયની કેળવણીમાંથી બાળક સ્વાભાવિક રીતે બુદ્ધિની કેળવણી તરફ જાય છે. ઇન્દ્રિય કેળવણીનું પ્રત્યેક કાર્ય બુદ્ધિ-પ્રયોગ અને બુદ્ધિની કસરત તુલ્ય છે; છતાં જે રૂપ અને રંગનો ઇન્દ્રિયો દ્વારા બાળકોને ખ્યાલ આપવામાં આવે છે તે રૂપ અને રંગને શબ્દ સાથે જોડી દઈ બાળકના બુદ્ધિવિકાસમાં વધારો કરવામાં આવે છે. બાળકને અક્ષરજ્ઞાન આપવામાં આવે છે, તે જ્ઞાનના બળ વડે બાળક જ્યારે ચિઠ્ઠીઓ વાંચતું થાય છે ત્યારે તે બુદ્ધિની કેળવણીના પ્રદેશમાં પ્રવેશે છે. એવી જ રીતે સાદા અંકના ખ્યાલમાંથી બાળક જ્યારે પારાઓ ગણે છે અને સાથે સાથે દાખલા ગણે છે ત્યારે તે બુદ્ધિનો વ્યાપાર કરે છે. રંગ અને રૂપના જ્ઞાનની પેલી પાર જઈ બાળક જ્યારે નવી નવી ડીઝાઇનો પેદા કરે છે, અને તેમાં નવા નવા રંગો પૂરે છે ત્યારે તે વધતા જતા બુદ્ધિવિકાસનું પણ દર્શન કરે છે. એકન્દર જોતાં ઇન્દ્રિયવિકાસને પરિણામે બાળક જ્યારે રૂપ અને રંગ સંબંધે પોતાના ઉદ્‌ગારો સ્વતંત્ર ચિત્ર દ્વારા અથવા નિબંધ દ્વારા કાઢશે ત્યારે બુદ્ધિવિકાસનો પરિપાક દેખાશે. બૌદ્ધિક કેળવણીના કાર્યમાં પણ હજી કચાશ તો છે જ. એ કામને ઉંચી કોટીએ ચડાવવાના અમારા પ્રયત્નો ચાલુ જ છે.

**લેખન-વાચન**—મંદિરનાં ઘણાં બાળકો લખતાં વાંચતાં થઈ ચૂકયાં છે, છતાં વાચનમાં તેમનો જેટલો પ્રવેશ છે તેટલો લેખનમાં નથી. આમ મૉન્ટીસોરી પદ્ધતિમાં ન થવું જોઇયે, પણ આનું કારણ સ્પષ્ટ છે. હજી અમે સ્પર્શની કેળવણીનો અખતરો પૂરો કરી શકયા નથી તેમજ અમારી પાસે ચલ મુળાક્ષરોની સારી પેટી નથી, તેથી બાળકો સ્વયંસ્કુરણાથી લખતાં નથી. બાળકોને લખાવીયે અને લખે તેમાં મૉન્ટીસોરી પદ્ધતિની ફતેહ નથી. એમ તો મંદિરનાં બાળકો પણ લખાવ્યું લખી જ આપે. પરન્તુ અમારો આદર્શ એ છે કે બાળકે સ્વયંસ્કુરણાથી લખવું જોઇયે, એટલું જ નહિ પણ તેણે બતાવી આપવું જોઇયે કે બાષા લિખિતભાષા—પણ વિચાર દર્શાવવાનું એક બળવાન અને સચોટ સાધન છે. બાળક લખી શકે કે સારા અક્ષરથી લખી શકે તેટલાથી અમને સંતોષ નથી. અમને તો ત્યારે જ સંતોષ થશે કે જેમ અત્યારે બાળક ચિત્રમાં નવી સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, તેમજ સાહિત્યલેખનમાં પણ નવી સૃષ્ટિ—નવું લખાણ—ઉપજાવે. આને અમે નિબન્ધ કહેવાના; પણ જ્યાં સુધી ચલ મૂળાક્ષરોની અને બીજી કેટલીએક ખામીઓને અમે દૂર ન કરીયે ત્યાં સુધી આ દર્શનની ઝાંખી થવી મુશ્કેલ છે. લેખનમાં જોડાક્ષરો અને જોડણીનું કામ હજી બાકી છે.

વાચનના વિષયમાં સારી પ્રગતિ થઇ ગણાય. આ પ્રગતિ મૉન્ટીસોરી પદ્ધતિ અનુસાર થઈ છે. અત્યારે બાળકો અમે યોજેલી ચિઠ્ઠીઓ, નાની નાની વાતો, બાલવાર્તા, ચાલણગાડીઓ ને ચણીબોર અને વાચનમાળાઓનાં બાળપોથી અને પહેલી ચોપડીનાં પુસ્તકો વાંચે છે. સમજણપૂર્વકનું વાચન ચિઠ્ઠીવાચનથી સુંદર રીતે સિદ્ધ થઈ શકે છે એવી અમારી ખાત્રી થઈ છે. ચિઠ્ઠીઓ બાળકના સામાન્ય જ્ઞાન અને બુદ્ધિવૈભવને માપે છે અને સાથે સાથે નવા જ્ઞાનનો પાયો નાખે છે. જેમ જેમ ચિઠ્ઠીઓમાં વિવિધતા આવશે તેમ તેમ બાળકનું જ્ઞાન પણ વિવિધ અને વિશાળ બનશે. ચિઠ્ઠીવાચનમાં રોકાએલાં બાળકો અભિનયભાવના વ્યક્ત કરવાની કળા, વિનય અને વિવેક શીખે છે અને સાથે સાથે શરીરને ઘટતી કસરત મેળવી લે છે.

વાચનમાં અમે મૂક વાચનને પ્રાધાન્ય આપ્યું છે. તાણીને અમે કોઈ પણ બાળક પાસે વંચાવતા નથી. આને લીધે બાળકમાં સમજણપૂર્વક જ વાંચવાની શક્તિ અને રુચિ આવ્યાં છે. બાલમંદિરનું બાળક જે સમજી શકતું નથી તે વાંચતું જ નથી, અને જે વાંચે છે તે બેશક સમજે છે જ. પોતે પોતાની વાચન સમજણશક્તિ સમજે છે અને તે શક્તિ અનુસાર પોતાનું કાર્ય કર્યે જાય છે. આ પ્રયોગને અમે બરાબર સમજીયે અને બાળકોના વાચન પ્રત્યે ઝીણી નજર રાખીયે તો અમે વાચનમાળાનું વસ્તુ-સ્વાભાવિક વસ્તુ વગર પ્રયત્ને મેળવી શકીયે. વાચનમાળા આપણી કલ્પનાથી નહિ, પરન્તુ બાલમાનસ અને બાલવિકાસના નિયમોને અનુસરીને થવી જોઇયે એવું અમારૂં માનવું છે. સમજણપૂર્વક વાંચનાર બાળકોનું વાચન છટાદાર અને બરાબર થાય તેટલા માટે અમે આદર્શ વાચન વાંચી સંભળાવવાની તક લઇયે છીયે. આ વાચન ઘણું ખરૂં વાર્તાનું અથવા રસિક બીનાઓ ભરેલું હોય છે. વસ્તુ સાંભળવા જતાં બાળકો વાચનની ઢબ અજાણપણે પકડી લે છે અને તે ઢબને પોતાની બનાવી દઈ પુનઃ તે પ્રગટ કરે છે. રોજને રોજ વાચન શીખવવાની ખટપટ અમારે કરવી પડતી નથી.

એકન્દર રીતે જોતાં વાચનનો અખતરો સફળ થયો ગણાય. અમે આશા રાખીયે છીયે કે બે વરસમાં અમે અમારાં બાળકોને ગુજરાતી ભાષાનાં સંગીન જ્ઞાનના માર્ગ ઉપર જતાં કરી દઇ શકીશું; જોકે અમે તેમને પહેલી, બીજી કે ત્રીજી એમ ચોપડીઓ ભણાવીશું નહિ તેમ તેમને એકેય ધોરણ ચડાવીશું નહિ.

**અંકજ્ઞાન**—ઘણી જ દિલગીરી સાથે અમારે જણાવવાની ફરજ પડે છે કે આ વિષયમાં હજી સુધી નોંધવા જેવું કશું જ કરી શકયા નથી.

કારણોમાં અમારી પોતાની મંદતા અને અપૂર્ણતા, સાધનોનો અભાવ અને આજની સમાજનો બાળકોને શરૂઆતમાં વગર સમજે અંકજ્ઞાન આપી દેવાનો મોહ છે. તેની સામે વિરોધ કરવાની અમારી વૃત્તિ છે. સમાજની શાળાઓ પોતાનું શિક્ષણકાર્ય એક છેડેથી–અંકજ્ઞાનથી શરૂ કરે છે ત્યારે અમે અક્ષરજ્ઞાનથી–બીજે છેડેથી અમારૂં કામ શરૂ કર્યું છે. વાત એમ છે કે બાળકમાં અંકજ્ઞાનની સમજણ માટેની શક્તિ મોડી ખીલે છે. આવું માનવું અત્યારના માનસશાસ્ત્રીઓનું પણ છે અને અમારો અનુભવ પણ એમ જ કહે છે; જોકે મૉન્ટીસોરી પદ્ધતિ પ્રમાણે અખતરો કર્યા પછી કદાચ અમારા વિચારમાં ફેર પડે પણ ખરો. અમેરિકામાં છ વર્ષ પૂરાં થયે અંકજ્ઞાન આપવાનું ધોરણ છે, પરન્તુ મૉન્ટીસોરીપદ્ધતિ કહે છે કે પાંચ વર્ષનું બાળક સાદા સરવાળા પણ કરી શકે. આ બાબતનો અખતરો થયે નિર્ણય કરી શકાય.

એક વાત નોંધવા જેવી છે. એ વાત એ છે કે કોણ જાણે કેમ આપણા દેશના માબાપોને પોતાનાં બાળકોને આંક શીખવવાનો ભારે મોહ છે. બીજી કોઈ પણ જાતની શક્તિ ખીલ્યા પહેલાં આંક ગોખાવવાનું અટપટું કામ શરૂ કરવામાં આવે છે. બાળકની સ્મરણશક્તિ ઉપર અસાધારણ બોજો પડે છે અને તેની કેટલીએક વિકાસ માટે મથતી શક્તિઓને હાનિ પહોંચે છે. બાળકો વગર સમજે પોપટ જેમ આંક પઢી જાય છે અને આખરે તે કુમાર મંદિરમાંથી નીકળતી વખતે આંકને ત્યાં જ મુકી દે છે. વળી એ પણ જણાવવા જેવું છે કે બાળકને આંક લખતાં આવડતાં છતાં અને તેની મોપાટ તેને આવડતી હોય છે છતાં તેને આંકની કિંમતનું જ્ઞાન હોતું નથી. આવી જાતનું આંકનું શિક્ષણ યોગ્ય છે કે નથી તે બાબતનો વિચાર કરવો ઘટે છે. અમે આ દિશામાં પ્રયોગની શરૂઆત તો કરી ચૂકયા છીયે. અમને પૂરેપૂરી બ્હીક છે કે જો અમે અંકજ્ઞાનને ખૂબ મહત્ત્વ ન આપીયે તો માબાપો પોતાનાં બાળકોને મંદિરમાંથી તેમની મરજી વિરુદ્ધ પણ ઉઠાડી લે અને તેમને જ્યાં તેમની શક્તિની કતલ થાય એવાં કારખાનાંમાં મુકી દે અમારે છેવટે બાળકોને બચાવવા જ જોઇયે. આથી અમારા પ્રયોગોનું સાચું પરિણામ આવે તે પહેલાં જ અમે નવી અને જૂની રીતોના મિશ્રણથી અત્યારે તો અંકજ્ઞાન આપવા ધારીયે છીયે. દેશકાળ એવો છે કે અમારે કેવળ શાન્ત ચિત્તે ડૉ. મૉન્ટીસોરીના

પ્રયોગો જ સિદ્ધ કરવાના નથી. જે લડતો યુરોપન કેળવણીકારો ૧૯ સદીમાં સમાજ સામે લડી ચૂકયા અને જેને પરિણામે આજે યુરોપની કેળવણીનું વાતાવરણ મૉન્ટીસોરી અને બીજી ઉત્તમ પતિદ્ધઓને ઝીલવાને તૈયાર અને નિર્મળ થઇ ગયું છે, તે લડતો અમારે પદ્ધતિના પ્રયોગો અને પ્રચાર કરતાં કરતાં લડવાની છે. અમારે અત્યારે દેશની માલન ટેવો સામે, માબાપના આરોગ્ય વિષેના ભયંકર અજ્ઞાન સામે અને જીવનને કેવળ વ્યવહારની દૃષ્ટિથી વિલોકવાની અને ઘડવાની આજના સમાજની ઝેરી અને રોગી પ્રણાલિકા સામે ખૂબ લડવાનું છે. ડૉ. મૉન્ટીસોરીને અત્યારે કેળવણીના વ્હેમો સામે લડવાનું છે, ત્યારે અમારે તો ખુદ જીવનની બધી બાજુના વ્હેમો સામે લડવાનું છે. ડૉ. મૉન્ટીસોરીને તો કેળવણીની અગત્ય સમજનાર અને સ્વીકારનાર માબાપોનાં બાળકોને શીખવવાનું છે, પણ અમારે તો અંકજ્ઞાન અને અક્ષરજ્ઞાનમાં સઘળી કેળવણીનો સમાવેશ થઇ જાય છે એમ માનનારાં માબાપોનાં બાળકોને શીખવવાનું છે. ડૉ. મૉન્ટીસોરી એવાં બાળકો ઉપર અખતરા કરે છે કે જેઓ મોટે ભાગે તંદુરસ્ત છે અથવા જેમની તંદુરસ્તી માટે માબાપો કાળજી લેવા એક પગે છે, જ્યારે અમે તો જેને લગભગ સાજામાંદા રહેતાં અને જેને ડાકટરી મદદ દેવાનું માબાપને છેલ્લામાં છેલ્લું અને મોડામાં મોડું સૂઝે છે તેવાં બાળકો ઉપર પ્રયોગ કરવાનું છે. ડૉ. મૉન્ટીસોરીને કે તેની શિક્ષિકાઓને સમાજ અને બાળકોનાં માબાપ શોધે છે, જ્યારે અમારાં બાળકોનાં માબાપોમાંથી થોડાં જ અમને પીછાણે છે ને તેથીય ઘણાં થોડાં અમારા સીધા પરિચયમાં આવવા નીકળ્યાં છે. બેશક મોટે ભાગે મધ્યમ વર્ગનાં બાળકોનાં માતપિતા મંદિરની મુલાકાત લે છે; અમારા કામ માટે એ પ્રશંસાના અને પ્રેમના શબ્દો ઉચ્ચારે છે અને જતાં જતાં પૂછે છે કે હવે છોકરૂં એકડો બગડો કે કક્કો બારાખડી કયારે શીખશે; છતાં શીખવી દેવરાવવાનો મોહ વધારે પ્રમાણમાં તો ભણેલા માબાપોમાં જોવામાં આવ્યો છે. બેશક માબાપો અમારે માટે, અમારી વ્યવસ્થા અને મહેનત માટે સંતોષ જ બતાવે છે અને તે સરળ ભાવે અને નિર્વ્યાજ વૃત્તિથી. ડૉ. મૉન્ટીસોરી સાધનસંપન્ન છે, તેમની નિશાળો યોગ્ય પરિસ્થિતિ અને તેમની નીચે જ તૈયાર થયેલ શિક્ષિકાઓ નીચે ચાલે છે, ત્યારે આપણી દરિદ્રતાથી આપણે વાકેફ છીયે ને પરિસ્થિતિ અને યોગ્યતામાં તો હું પોતે જ અપૂર્ણતા અનુભવું છું. તો મારી સાથે કામ કરનારાં ભાઇબહેનોની વાત જ શી ! છતાં અમે અમારા પ્રયત્નો ચાલુ જ રાખીશું અને અમારૂં અંતર કહી રહ્યું છે કે અમને અમારા કામમાં ફતેહ મળશે જ.

**ચિત્રકામ**—આ કાર્યમાં અમારો પ્રયોગ સફળ થયો જ ગણાય. ફતેહના સૌથી વધારે ટકા આ કાર્ય અને વાચનને મળી શકે. અત્યારે બાળકોમાંના એકાદ બે તો વૉટર કલર સુધીના ક્રમ સુધી પહોંચી ગયાં છે. ડૉ. મૉન્ટીસોરીના કલા વિષયક વિચારોને અને પ્રયોગોને અમારા અખતરાઓ પૂરેપૂરો ટેકો આપે છે. એની પદ્ધાત એકદમ સાદી અને સ્વાભાવિક છે છતાં તે આખા કલાશિક્ષણના આદર્શ અને ક્રમને ઉથલાવી નાખે છે, એટલું જ નહિ પણ તેને બાજુએ મુકી દે છે. આત્માને પ્રગટ કરવાનું સાધન જેમ ભાષા છે તેમ ચિત્રકામ પણ છે એવું માનવું બીજા કેળવણીકારો અને ડૉ. મૉન્ટીસોરીનું છે. એકવાર જેમ લેખનવાચનનાં પગથીયાં ચડી ગયેલો માણસ પોતાનો અન્તરાત્મા લેખ કે વાણી દ્વારા પ્રગટ કરવા શક્તિમાન થાય છે તેમજ એક વાર ચિત્રકલાના બહિર સાધનો ઉપર કાબુ મેળવેલો મનુષ્ય ચિત્રો દ્વારા પોતાનો અન્તરાત્મા પ્રગટ કરવા શક્તિમાન થાય છે; ભલે તેના આત્માનો આવિર્ભાવ સામાન્ય કે ઉચ્ચ કોટીનો હોય. મૉન્ટીસોરી પદ્ધતિથી ચિત્રકલાનું જે જ્ઞાન થાય છે તેમાં સૌંદર્ય, રસિકતા, રંગના જમાવટની ખૂબી, સ્વતંત્ર હસ્તાવલેખન, ભૌમિતિક આકૃતિઓનું આલેખન અને ભૌમિતિક આકૃતિઓમાં શણગાર ચિત્રો વગેરેનો સમાવેશ થાય છે. અમને જણાવતાં આનંદ થાય છે કે ઉપલી બધી બાબતોમાં અમને સંતોષ થાય એટલે અંશે ફતેહ મળી છે, છતાં એમાં પણ અપૂર્ણતા તો છે જ. ભૌમિતિક આકૃતિઓનું એક અતિ ઉપયોગી સાધન હજી અમે મેળવી શકયા નથી, તેથી ભૂમિતિના જ્ઞાનમાં અને તેના ચિત્રોમાં મંદિરનાં બાળકો પછાત રહ્યાં છે. ડૉ. મૉન્ટી-સોરી કહે છે કે તેણે હજી બાળકોના વિકાસ સંબંધે બધું જ કહી નાખ્યું નથી, તેમ પદ્ધતિમાં પણ હજી વધારા કરી શકાય તેમ છે. આ કથન સંપૂર્ણપણે સાચું છે. ઉપર લખેલાં સાધનોના અભાવે અહીં જે દસ આકૃતિઓ ઉપલબ્ધ છે તે વડે બાળકોએ કંઇ નવીન જ જાતની ભૌમિતિક રેખાચિત્ર રચનાઓ ઉપજાવી છે. આવી રચનાઓ ઈટાલીનાં બાળકોએ નથી કરી. એ દિશામાં એ બાળકો ગયાં જ નથી. એક એક રચના એક એક નવો નવો સુંદર નમુનો છે. એ નમુનાની શોધ પાછળ રહેલ બુદ્ધિશક્તિની તો વાત જ શી કરવી !

ચિત્રોમાં રંગ પૂરતી વખતે બાળકો વાર્તાઓ કે ઇતિહાસની વાતો પ્રેમપૂર્વક અને ધ્યાનપૂર્વક સાંભળી શકે છે એવો ડૉ. મૉન્ટીસોરીનો અનુભવ છે. અમે એ અખતરો ચાલુ કર્યો છે. હજી એ વિષે કંઇ કહી

શકતા નથી. અમને એમ લાગ્યું છે કે ગુજરાતી ભાષામાં બાલસાહિત્યના અભાવે બાળકોને વાંચી સંભળાવવાનું ઘણું જ થોડું છે. જાત જાતની રસિક વાતો અને ઐતિહાસિક કથનોની તપાસમાં અમે છીએ. ટૂંકમાં એટલું તો કહી શકીએ જ કે આ દિશામાં મંદિરના પ્રયોગો સફળ થયા ગણાય. એ સફળતા એકલા ચિત્ર પૂરતી નથી, પણ તે દ્વારા લખવાના કાર્યમાં ઘણી જ સફળતા ફળી થવાની. ચિત્રમાં વપરાતો હાથ જ લેખનના કામમાં આવે છે. ચિત્રનું કામ આડકતરી રીતે લેખનની તૈયારી રૂપે છે.

**માટીકામ**—આ વિષયમાં અમે હજી સુધી રીતસરના અખતરા કર્યા નથી, તેમજ અમે આ કામને માટે જોઈતી માટી મેળવી શકયા નથી. ડૉ. મૉન્ટીસોરી માટીકામને બાલમંદિરમાં સ્થાન આપે છે, પરન્તુ તેને કેળવણી આપનારી ક્રિયા તરીકે સ્વીકારતા નથી. તેઓ કહે છે કે બહુ બહુ તો આ કામ દ્વારા બાળકો પોતાની પ્રાપ્ત થએલી શકિત બતાવી શકે છે; પરન્તુ તે વડે નવી સૃષ્ટિ ઉપજાવવાનું બનતું નથી, તેમ માનસિક વિકાસને પોષણ મળતું નથી. અમે હજી કશો નિર્ણય કરી શકયા નથી. અમે બીબાં વાપરી જોયાં, પણ તે દ્વારા કંઇ ખાસ શક્તિનો વિકાસ થયો એમ અમે જોયું નથી. છતાં હજી ઘણી માટીથી વિશાળ અખતરો કરવાનું અમારૂં મન છે. એ અખતરાને પરિણામે જ અમે અમારો મત બાંધી શકીશું; અત્યારે તો આટલેથી જ બસ થશે.

**બાગકામ**—આ કામ સંબંધે આગળ થોડુંએક કહેવાઈ ગયું છે. અમે આ દિશામાં કશું જ કર્યું નથી. આવતા વર્ષથી બાગની અથવા છૂટાં ફુલઝાડોની વ્યવસ્થા થઇ શકશે તો પ્રત્યેક બાળકને એક એક ફુલ ઝાડ અથવા એક એક કયારો સોંપી દઇ તેમને ફુલઝાડો અને વનસ્પતિની દુનીયાના સીધા પરિચયમાં મુકવાનો અમારો અભિલાષ છે.

**ભાષાનો વિકાસ અને શુદ્ધિ**—અમને માલુમ પડ્યું છે કે બાળકો જ્યારે બાલમંદિરમાં દાખલ થાય છે ત્યારે તેનો ભાષાનો પ્રદેશ ઘણો જ ટૂંકો અને તેના ઉપરનો કાબુ તો લગભગ નજીવો જ હોય છે. મંદિરમાં અનેકવિધ પ્રવૃત્તિ ચાલતી હોય છે એટલે એને લગતી ભાષા બાળકના ભાષા જ્ઞાનમાં સહેજે વધારો કરે છે. પોતાના સહાધ્યાયીઓની સાથે અનેક નવા નવા વિષયો ઉપર થતી વાતો પણ એ જ્ઞાનના પ્રદેશને વિસ્તારે છે,

ઉપરાંત અમારા સીધા પ્રયત્નોની પણ અસર થાય છે. કિન્ડરગાર્ટનમાં જેને મૉર્નીંગ સર્કલ કહે છે તેવું સર્કલ અમે કરતા નથી, પરન્તુ અમે અમારા બાળકો સાથે અનેક નાના મોટા વિષયો ઉપર વાતો કરવાનો પ્રસંગ લેવાનું ચૂકતા નથી. ઉપરાંત વાર્તાના કથન મારફત, કવિતાઓના શ્રવણ અને સંગીતની ચીજોના ગાન તથા શ્રવણ દ્વારા બાળકની ભાષામાં શુદ્ધિ અને વૃદ્ધિ થયાં જ જાય છે. આ મંદિરમાં રહેનાર બાળકની ભાષા સુઘટિત અને નિર્મળ બને છે એવું અમારૂં માનવું છે. વાતાવરણની અસર ભાષાજ્ઞાન અને શુદ્ધિ ઉપર અજબ જેવી થાય છે તેનો બાલમંદિર પૂરાવો છે.

**જાતમહેનત— શરીરમહેનત**—કસરત અને શરીરમહેનતમાં તફાવત છે. એકથી માત્ર સ્નાયુઓની વૃદ્ધિ થાય છે ને તેને વિકાસ મળે છે, અને બીજાથી સ્નાયુઓના વિકાસને યોગ્ય કામ મળે છે તેમજ કસરતથી પ્રાપ્ત થયેલ શરીરબળને યોગ્ય પ્રવૃત્તિ તથા માર્ગ મળે છે. બૌદ્ધિક કેળવણીના ક્રમમાં શારીરિક મહેનતને અત્યારની દુનીયા ભારે મહત્ત્વનું સ્થાન આપે છે. આ સ્થાન બાલવિકાસમાં સ્વાભાવિક છે એમ સિદ્ધ થયું છે. ઇટાલીમાં ઘરો ચણવાનું–ઘોલકીઓ નહિ–તથા કુંભારના ચાકડા ઉપર ભાતભાતનાં વાસણો બનાવવાનું કામ નાનાં બાળકો કરે છે. એ કામ એ દેશમાં સ્વાભાવિક છે. કારણ કે એ દેશનું કુંભારકામ સુપ્રસિદ્ધ છે અને એ જ કામ ત્યાંનાં બાળકોને વધારે રુચે એ વિચાર માનસશાસ્ત્રને અનુસરીને જ છે. આપણે તો કોઇ બીજી દિશામાં જ અખતરો કરવાનું રહ્યું, આપણે પણ શારીરિક મહેનતમાં ઘર ચણવાનું કામ આપી શકીએ. એવી રમત રમવાની આ દેશનાં બાળકોમાં સ્વાભાવિક વૃત્તિ છે. એક બીજો અખતરો કરવાનો વિચાર ચાલે છે, એ અખતરો તે રેંટીયાનો. " કાંતવાની દિશામાં છેક નાનાં બાળકો રૂનો અનેક જાતનો ઉપયોગ કરી શકે અને જરા મોટાં થતાં નાનો સરખો રેંટીયો સારી રીતે ચલાવી શકે " એવો અભિપ્રાય શ્રી. મગનલાલ ખુશાલચંદ ગાંધીનો થયો છે. અમે આ વાતને માનસશાસ્ત્રની દૃષ્ટિથી તપાસવા માગીયે છીયે. અત્યારે અમે આ દિશામાં કશું કરતા નથી. નવરાં પડેલાં બાળકો પત્થર ફેંકે કે શેરીમાં રમતાં ધૂળ ચાળવા વિચાર કરે તેને અમે શરીરની મહેનત કેમ કહી શકીએ. જો અમે બાળકો પાસે તેમના ભોજનનાં વાસણો ઉટકાવીયે તો એ અમે શરીર મહેનતમાં કંઇક કર્યું કહેવાય.

**સંગીત**—મૉન્ટીસોરી પદ્ધતિની દૃષ્ટિએ સંગીતના વિષયમાં કશું કહેવાનું નથી જ. અત્યાર સુધી તો અમે અમારી હૈયાઉકલતથી સંગીતના પ્રયોગો કર્યા છે, ને તેમાં અમે કેટલેક અંશે સફળ પણ થયા છીયે. ભાઈ ચીનુભાઇ શંકરપ્રસાદ દેશાઇ અમને આ કામમાં સારી મદદ કરે છે. તાલનું જ્ઞાન, ધ્વનિની મીઠાશ તરફ ધ્યાન, સંગીતશ્રવણ પ્રત્યે રુચિ અને સ્વરજ્ઞાન એટલાં વાનાં અમે બાળકોમાં આણી શકયા છીયે. બાળકોને હજી સૂરનું જ્ઞાન થયું છે એમ કહી શકાય નહિ. સંગીતના હર હમેશના પરિચયથી બાળકની પ્રાર્થનામાં સૂરીલાપણું આવ્યું છે, તેમની રુચિ અને શોખ ઉંચા પ્રકારનાં થયાં છે. સામાન્ય રીતે તેઓ પોતાની કવિતાને રાગથી ગાવા પ્રયત્ન કરે છે. બાળકોને ઠેકવા કુદવાની સ્વાભાવિક વૃત્તિને માટે સંગીતમાં નાચની ગોઠવણ કરી સુંદર માર્ગ આપ્યો છે. નાચ દ્વારા અમે બાળકના તાલની સમજણ પણ માપી શકીયે છીયે. નાચ મારફત અમે બાળકને એક ઉંચા પ્રકારની મઝા આપીયે છીયે. બિહાગ નાચ, મોટો નાચ, પીરછેનો નાચ, તરજ નં ૧નો નાચ બાળકોમાં બહુ પ્રીતિને પામ્યા છે. વળી તાલના જ્ઞાન અને શોખને પરિણામે અમે દાંડીયા રાસ અને રાસડાના પ્રયોગોને ધ્નેહમંદીથી યોજી રહ્યા છીયે. તેમની ધ્વનિપ્રિયતાને કોઇ કોઈ વાર સતારની ગતો સંભળાવી કે મોરલીનો મોહક નાદ સંભળાવી સંતોષીયે છીયે તેમજ પોષીયે છીયે.

જુદી જુદી જાતની કૂચને પણ અમે તાલના જ્ઞાનના વિકાસ માટે તેમજ તે જ્ઞાનનો રસિક આસ્વાદ આપવા માટે યોજેલ છે. અફગાન કૂચ, શંકરાભરણ કૂચ, ઇટાલીયન કૂચ, ભાઇ નિશાળે જઇને ભણે કૂચ, એ કૂચો મુખ્ય કૂચો છે. કેટલીએક કૂચો અમે શાસ્ત્રીજી ખરે સાહેબ પાસેથી પણ મેળવી છે. હજી તેનો અખતરો અમે કર્યો નથી. વ્યાકરણપદ્ધતિને બદલે અમે પરિચયપદ્ધતિથી સંગીત શીખવીયે છીયે. મૉન્ટીસોરીપદ્ધતિના સંગીતના સાજોમાંથી ઘંટડીઓ હમણાં જ આવી પહોંચી છે. એનાથી કેવા લાભો થાય છે તે હવે પછી નોંધાશે. ખરી રીતે તો એ ઘંટડીઓ કાનની ઇન્દ્રિયને કેળવવા માટે છે. અમારો બધો આધાર અમારા સલાહકાર ભાઈ ચીનુભાઇ અને એ સલાહને અમલમાં મુકનાર ભાઈ ચુનીલાલ સંગીત શિક્ષકના ઉપર છે.

**વાર્તાનું કથન**—જોકે મૉન્ટીસોરી પદ્ધતિમાં વાર્તાના કથનને અને નાટ્યપ્રયોગોને થોડો જ અવકાશ છે, છતાં અમને એ વસ્તુનો શોખ છે

તેથી અમે તેને વળગી રહ્યા છીયે. અમારું માનવું હજી ચોકસપણે એવુ નથી થયું કે વાર્તાના કથનથી બાળકોમાં ખોટી કલ્પના જન્મે છે જે જે લાભો વાર્તાના કથનથી અત્યાર સુધીમાં માનવામાં આવ્યા છે તે તે લાભો અમે બાલમંદિરના બાળકોમાં જોઈ શકયા છીયે. વાર્તાના શ્રવણથી બાળકોની સ્મરણશક્તિ વધે છે અને ભાષાશુદ્ધિમાં મોટો ફેર પડે છે એ દેખીતું જ છે. વાર્તાનો આનંદ બીજી કોઈ રીતે બાળકોને આપી શકીયે કે કેમ એ પ્રશ્ન વિચારવાનો છે. વાર્તાને બાલમંદિરમાંથી મને તો રજા આપવી ગમે જ નહિ. ખુદ ડૉ. મૉન્ટીસોરીની શિક્ષિકાઓ નીચે ચાલતી શાળાઓમાં પણ કોઇ કોઇ સ્થળે વાર્તાકથનને સ્થાન છે. અમારી અને ડૉ. મૉન્ટીસોરી વચ્ચેનો આ મતભેદ ક્યાં સુધી રહેશે તે અમે કહી શકતા નથી.

**ભોજન વગેરે**—મૉન્ટીસોરી પદ્ધતિમાં બાળકોના ખોરાક તરફ ખૂબ લક્ષ આપવાની ભલામણ કરવામાં આવી છે. અમે એ બાબતમાં કાંઇ કરી શકયા નથી, કારણ કે એ પ્રશ્ન માબાપનો છે. મંદિરમાં અમે જે નાસ્તો આપીયે છીયે તે બનતાં સુધી તંદુરસ્તીનો વિઘાતક ન હોય એવો છે. ભોજનક્રિયા એ મૉન્ટીસોરીપદ્ધતિની દૈનિકક્રિયાનું એક અંગ છે. એ અંગ અતિ અગત્યનું ગણવામાં આવ્યું છે. એ ક્રિયા દ્વારા ડૉ. મૉન્ટીસોરી બાળકોને સમાજ જીવન જીવતાં શીખવે છે. એ દ્વારા બાળકો જાતે પીરસતાં, વાસણો ગોઠવતાં, વ્યવસ્થા રાખતાં, વાસણ ઉટકતાં ને સુઘડતા, સ્વચ્છતા અને શાન્તિથી ભોજન લેતાં શીખે છે. અમે ભોજનની ક્રિયાને બદલે નાસ્તાની ક્રિયા ગોઠવી છે. બાળકોને નાસ્તો આપી મંદિરમાં આકર્ષવા માટે એ ક્રિયા છે જ નહિ. એ ક્રિયા તો ચોખ્ખી કેળવણીની દૃષ્ટિથી જ રાખવામાં આવી છે. અમને ખાત્રી થઇ છે કે આ ક્રિયા દ્વારા ઘણું ઘણું સાધી શકાય છે.

અમારાં બાળકો જાતે પીરસે છે, બાળકોની સ્વચ્છતા તપાસે છે, કાચનાં વાસણોને સંભાળથી વાપરે છે અને વ્યવસ્થા અને સહકારના પાઠો સહેજે ભણે છે અમે હજી વાસણોને ઉટકાવવાનું દાખલ કર્યું નથી, કારણ કે બાળકોને એટલો બધો લાંબો વખત મંદિરમાં રાખવાની ગોઠવણ બની શકતી નથી. ભોજન વખતે અમે શાન્તિની રમત રમીયે છીયે અને પ્રાર્થના કરીયે છીયે. પ્રાર્થનાના ભાવને પોષે તેમજ શાન્તિમાં વધારો કરે તેટલા માટે અમે ભોજનના ઓરડાને પાંદડાં અને ફૂલો વગેરેથી શણગારીયે છીયે, અગરબત્તીઓ સળગાવીયે છીયે અને ભોજનગૃહનાં બારીઓને

પૂરા પડદાથી ઢાંકી દઇ ઝાંખું અંધારૂં કરીએ છીએ. આ વખતે મૉન્ટી-સોરી પદ્ધતિમાં વર્ણવી છે તેવી લગભગ શાન્તિ પથરાઇ રહે છે.

**ધાર્મિક શિક્ષણ**—ધર્મ અને નીતિ ભિન્ન ભિન્ન નથી. આ પદ્ધતિમાં ધાર્મિક શિક્ષણ કે નૈતિક શિક્ષણ સીધી રીતે આપવાની ગોઠવણ નથી. ખરી રીતે જોતાં સીધી રીતે ધાર્મિક કે નૈતિક શિક્ષણ આપી પણ ન શકાય. મંદિરની વ્યવસ્થા વગેરે એવું છે કે જેથી બાળકનાં ધાર્મિક જીવન અને વૃત્તિને પોષણ મળે. ભોજનગૃહમાં અને સંગીતવર્ગમાં થતી પ્રાર્થનાઓ બાળકની ધાર્મિક વૃત્તિના વિકાસમાં સારી એવી મદદ કરે છે. આ પ્રાર્થનાઓ ફરજીયાત હોઇ જ ન શકે અને તેથી જ ઘણીએ વખત બાળકો આપો-આપ એકાએક પ્રાર્થના કરવા લાગી જાય છે. થોડાએક વખતથી કેટલાએક બાળકોમાં દેવમંદિર બનાવવાનો શોખ ઉત્પન્ન થયો છે. તેઓ દેવમંદિર બનાવે છે, તેમાં દેવ મુકે છે અને એઠાંએઠાં પ્રાર્થનાઓ એક ધ્યાનથી અને પૂરા ભાવથી બોલે છે. બીજાં ઘણાં બાળકો દેવમંદિરના દેવને પગે લાગીને પોતાનું કામ શરૂ કરે છે. વળી શાન્તિની રમતને અમે ધ્યાનને નામે ઓળખીએ છીએ. એ ધ્યાન બાળકોએ પ્રભુધ્યાન સાથે જોડી દીધું છે. કવિતામાં કે ગાનમાં જ્યારે કોઇ કોઇ વાર "ધ્યાન ધરો" એવા શબ્દો આવે છે કે તુરત જ કેટલાંએક બાળકો ધ્યાન ધરવા લાગી જાય છે. બધાય બાળકો પ્રાર્થના અને ધ્યાનને ચાહે છે એવું નથી જ. ઘણાંને પ્રાર્થના અને ધ્યાન ગમતાં જ નથી. આનું કારણ શું હશે તે અમે ચોકસપણે કહી શકતા નથી. છતાં એક બાળકે અમને કહેલું કે પ્રાર્થનામાં ઘોંઘાટ થાય છે તે મને ગમતો નથી અને તેથી મને પ્રાર્થના ગમતી નથી. એ જ બાળકને મેં પોતાના દેવમંદિરમાં એક ધ્યાનથી પ્રાર્થના કરતું જોયું હતું.

ધર્મ અને નીતિનું શિક્ષણ આડકતરી રીતે બાળકને મંદિરમાં અનેક રીતે મળ્યે જ જાય છે. એમ કહીએ તો કહી શકાય કે ધાર્મિક અને નૈતિક વાતાવરણના શ્વાસોચ્છવાસો લેવાની બાળકને મંદિરમાં પૂરતી અનુકૂળતા છે.

મંદિરનું સ્થળ, તેની આસપાસની નૈસર્ગિક ભવ્યતા, અંદરની સુઘડતા અને સુવ્યવસ્થા તથા સ્વચ્છતા, બાળકો પ્રત્યે અને માંહોમાંહે વપરાતો વિવેક અને વિનય, ગુરુજનોને અને પરસ્પરમાં નમસ્કાર કરવાની પ્રથા

વગેરે બાબતો બાળકની ધાર્મિક અને નૈતિક લાગણીને ઉત્તેજે છે, પોષે છે અને વિકસાવે છે.

બાળકોની અમે સાચી ખોટી ફરીયાદોને ઉત્તેજન આપતા નથી ને તેથી તેઓ ચાડી ચુગલીમાંથી બચે છે.

રમતો વખતે, ખાતી પીતી વખતે અને બીજી ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓ વખતે બાળકોએ પોતાનો વારો આવે ત્યાં સુધી રાહ જોવાની હોય છે. આથી નાનાં બાળકોમાં સંયમની ટેવ આવે છે. આ ટેવ લશ્કરી ફરજ કે કાનુનથી નથી જન્મતી, પરન્તુ પોતાના મિત્રની સગવડ અર્થે અથવા મંદિરમાં શાન્તિ જાળવવાના વિચારથી અને સિદ્ધાન્તથી જન્મે છે.

પડી જનાર કે જેને ઇજા થઈ હોય તેવા બાળકને મદદ કરવાનો બીજા બાળકને પૂરતો અવકાશ અને ઉત્તેજન હોવાથી બાળકોમાં રહેલી પરોપકારી વૃત્તિ ખીલે છે. અમારે ત્યાં કેટલાક બાળકોમાં આ વૃત્તિ અત્યન્ત સ્વાભાવિક અને સાવશેષ પ્રમાણમાં છે. તેઓને બીજાની સેવા કરવાનું જ ગમે છે. નવા સવાને બધું સમજાવવાનું, કોઇને ઝાડે જંગલ લઇ જવાનું, કોઇ પડી જાય તો તેમને ઉભા કરવાનું, કોઇ રડે તો તેને છાના રાખવાનું કે છાના ન રહે અને મીઠું હાસ્ય ન કરે ત્યાં સુધી વિનવવાનું, કોઇની ચોરણીની નાડી બાંધવાનું તો કોઇને રમાડવાનું કામ તેમનું છે. અમે એક બાળાનું નામ 'પદ્મા પરોપકારી' એમ રાખ્યું છે. કંઇ સેવા કરવાનો પ્રસંગ આવ્યો હોય તો પદ્માબહેન ઉભાં જ છે. એને કંઈ બીજું કામ કરવાનું કહો તો એનું ચાંદા જેવડું મોઢું નાનું એવું થઇ જાય ને આંખનું તેજ ઉડી જાય; પણ જો સેવાનું કામ સોંપો તો મોઢું થાળી જેવડું થાય ને આંખો તેજથી ચમકવા લાગે. પદ્માબહેન હાજર હોય ત્યાં સુધી અમારે બીજાં બાળકની ચિન્તા રાખવાનું ન હોય. આ કુદરતી પવિત્ર વૃત્તિને રોકીને પદ્માબહેનને પરાણે પરાણે એકડા શીખવવા એ તેના આત્માને હણી નાખવા બરાબર છે. આજની શાળાઓ આવી ભવિષ્યની કેટલીએ 'નાઇટીંગેલોને' એકડા અને મોંપાટ કે કક્કા બારાખડીના ખાડામાં દાટી દેતી હશે તેનો હિસાબ નીકળે એમ જ નથી. આ વૃત્તિના પોષણ માટે યોગ્ય પરિસ્થિતિ ઉત્પન્ન કરવામાં અને અયોગ્ય રોકવટ દૂર કરવામાં ધાર્મિક શિક્ષણની લગભગ સમાપ્તિ ગણી શકાય. કયે વખતે કઈ શુભ લાગણીને ગીત આપવા કેવી અનુકૂળ નોકરી આપવી એમાં જ ધાર્મિક શિક્ષણનું રહસ્ય છે. સ્વયંસ્ફૂરણા જે

પદ્ધતિનો આત્મા છે તે પદ્ધતિમાં આવી વૃત્તિને કોઇ હણનાર ન જ હોય.

બાળકો સાથે રહે છે, સાથે રમે છે, જમે છે ને સુખદુઃખમાં સાથે જીવે છે એમાં જ ધાર્મિક જીવનને ઘડવાનું ખરૂં વાતાવરણ ઉભું થાય છે. સ્વાર્થીપણું અને એકલપેટાપણું એ બે આજના જીવનના ઝેરી પ્રવાહોને બાલમંદિરમાં વહેવાનો પ્રસંગ જ થોડો આવે છે. બાળક લાંબો વખત મંદિરમાં રહે તો એ ભયંકર પ્રવાહો પૂરાઇ જ જાય.

કેટલાએક દોષો જે ઘર અને અન્યશાળા એની ઘટનાથી સ્વાભાવિક રીતે ઉગી નીકળે છે તેને ઉગવાનો અહીં અવકાશ જ નથી.

શિક્ષા અને ભયના બહિષ્કારથી બાળક અસત્ય તરફ વળતું અટકે છે. પરીક્ષા અને ઇનામની પદ્ધતિના ત્યાગથી બાળકના અંગત સ્વાર્થ અને સરસાઇને આપોઆપ રજા મળે છે. આ મંદિર પોતાનું છે, જે જોઇયે તે પોતે લઇ જઈ શકે છે, એ વિચારોથી બાળક મોટી ચોરીની શરૂઆત રૂપેની નાની નાની ચોરીના પાપમાંથી મુક્ત રહે છે. વળી અમે સારૂં શું અને નઠારૂં શું એ તેમને સમજાવીયે છીયે અને એ સમજણ ઉપર જ માણસો એક બીજાની ભેગાં રહી શકે અને સમાજની વ્યવસ્થા જાળવી શકે એ વિચાર તેમનામાં ઉગવા દઇયે છીયે. તેથી સ્વતંત્ર છતાં સ્વમાન અને બીજાના હકની દરકાર કરવાની ઉપયોગી વૃત્તિ બાળકમાં જન્મે છે અને વૃદ્ધિ પામે છે.

મંદિરના કામ કરનારાં ભાઇ બહેનોના વર્તનની બાળકો ઉપર ઉંડી છાપ પડે છે એ અમારા લક્ષમાં છે. તેથી અમે અમારૂં વર્તન, જીવન વગેરે ઉત્તમ બનાવવા તરફ પૂર્ણ લક્ષ રાખી રહ્યાં છીયે. અમારી નિર્બળતાઓનો ગેરલાભ બાળકોને થઇ જાય તે માટે અમે દિન પ્રતિદિન બળવાન થવા પ્રયત્ન કરી રહ્યા છીયે. બાકી તો મૉન્ટીસોરીનો પોતાનો શિક્ષક શિક્ષિકાનો આદર્શ એટલો બધો ઉંચો છે કે જે આદર્શને અમે પહોંચવા યત્ન કર્યાં કરીયે એમાં જ અમે બાળકો વચ્ચે ધાર્મિકતા અને નીતિમત્તાનું વાતાવરણ ઉપજાવીયે જ એવી અમારી ખાત્રી છે.

આવા સંજોગોમાં બાળકમાં ધાર્મિકતા અને નીતિની ભાવના જાગી નીકળે, પોષાય અને ખીલે એવું અમારૂં માનવું છે, અને અમારો અનુભવ પણ તેવો જ છે.

**ઇતર પ્રવૃત્તિઓ**—મૉન્ટીસોરી પદ્ધતિ અનુસાર કરેલ અભ્યાસક્રમની યોજના ઉપરાંત બીજી કેટલીએક પ્રવૃતિઓને પણ અમે મંદિરમાં અવકાશ

આપ્યો છે. આ પ્રવૃત્તિઓના બે વિભાગ પાડી શકાય. એક બાળકોની કેળવણીને સીધી રીતે પોષી શકે તેવો ને બીજો માબાપ અને શિક્ષકોને બાળકો પ્રત્યે મૉન્ટીસોરી દૃષ્ટિ રાખતાં અને મૉન્ટીસોરી પદ્ધતિને સમજતાં અને તે સફળ કરવામાં મદદરૂપ થતાં બનાવે તેવો.

આ પ્રવૃત્તિઓ નીચે પ્રમાણે નોંધી શકાયઃ

પહેલો વિભાગઃ

૧ નાના નાના પ્રવાસો
૨ વાર્તાનું કથન
૩ લોકગીત અને કવિતાનું શ્રવણ
૪ બાળ રમતો

બીજો વિભાગ

૧ માબાપોને કેળવવાનોઃ—
 ૧ મંદિર જોવા આવવા નિમંત્રણો આપીને
 ૨ માબાપોને વ્યાખ્યાનો આપીને
 ૩ માબાપો સાથે બાળકો સંબંધી વાતચીત કરીને
૨ શિક્ષકોને કેળવવાનોઃ—
 ૧ લેખો લખીને ( હસ્ત લિખિત માસિકોમાં )
 ૨ પુસ્તકો લખીને
 ૩ વ્યાખ્યાનો આપીને
 ૪ હાથ નીચે રાખી તાલીમ આપીને

**પ્રવાસો**—બાળકો પોતાનાં ઘરો અને બાલમંદિરમાંથી પણ વિશાળ દુનીયાના પરિચયમાં આવે, મંદિરમાં થયેલા ઇન્દ્રિયશિક્ષણથી થયેલા જ્ઞાનનો સીધો અને પ્રત્યક્ષ અનુભવ અને તદ્જન્ય આનંદ હાંસલ કરે, તેમજ તેમનામાં સામાજિક ગુણોની અભિવૃદ્ધિ થાય તેટલા માટે તેમને ભિન્ન ભિન્ન સ્થળે ફરવા લઇ જવામાં આવે છે. આને અમે પ્રવાસોના નામે ઓળખીયે છીયે. જેની ઇન્દ્રિયો કેળવાઇ ન હોય અને મંદિરના બાળકો કે જેની ઇન્દ્રિયોને કેળવણી મળેલી છે તેમાં મોટો ભેદ પડે છે તેનો ખરો ખ્યાલ આવા પ્રવાસો વખતે આવે છે. મંદિરના બાળકો તખ્તેશ્વર, બોડ તળાવ, ખુલ્લું આકાશ, સાંજનો સૂર્ય કે કોઇ શ્રીમન્તના ઘરનું પ્રદર્શન જુદી જ દૃષ્ટિથી જુએ છે. તેમને રૂપ અને રંગથી ભરેલી આ દુનીયા એક જીવન્ત ચમત્કાર ભાસે છે.

પંચેન્દ્રિયો દ્વારા ધરાઇ ધરાઇને તે કુદરત અને મનુષ્યકૃતિના સુંદર નમુનાને પોતાના અન્તરમાં ઉતારે છે અને પછી જ્યારે વિકાસની પરાકાષ્ઠાએ પહોંચે છે ત્યારે તે જ કુદરત કે માનવકૃતિને ચિત્ર દ્વારા કે મુખકથન દ્વારા પ્રગટ કરે છે. મારૂં માનવું છે કે આગળ જતાં તેઓ એ જ કુદરતને કાવ્યમય કરીને ગાશે અને તેનું સંગીત પોતાના ગળામાંથી અને વાદ્યમાંથી લલકારશે. પળેપળે તેમને કુદરતના નિયામકની મહત્તાનો અને માનવબુદ્ધિની શક્તિનો ખ્યાલ આવે જ જાય છે. અમને એક વાર એક બાળકે કહેલું કે " પરમેશ્વર પોતાની મોટી પીંછી વડે આકાશમાં બારે સુંદર રંગો પૂર્યે જાય છે. એની કલર બૉક્સમાં ઘણા રંગો હશે."

બહાર ખુલ્લામાં ફરવા જવાથી બાળકોને અનેક અવનવા અનુભવો થાય છે. જુદી જુદી પરિસ્થિતિમાં પોતાને વારંવાર યોજવા પડે છે તેથી તેમનામાં વ્યવસ્થાશક્તિ અને સૈનિકની તાલીમ આવે છે. કુદરત અને માનવકૃતિની રચનાને અનુકૂળ રહી કેવી રીતે જીવન ગાળવું તેની તેમને અત્યારથી જ કેળવણી મળે છે. આ બધામાં બુદ્ધિનો વ્યાપાર અને વિકાસ તો ચાલ્યાં જ કરે છે. આવાં નાનાં બાળકોને અત્યારથી તાલીમ મળતાં તેમને બાલચમૂ જેવી હીલચાલને શરણે જવું નહિ જ પડે.

વળી આવા નાના પ્રવાસોમાં સમૂહક્રિયા કરવાની શક્તિ કેળવાય છે. મંદિરમાં હમેશ વ્યક્તિત્ત્વ ખીલવનારૂં બાળક પ્રવાસોમાં જ્યારે સમૂહ જીવનની કિંમત અને મઝા સમજી શકે છે ત્યારે સામાજિક જીવનમાં વ્યક્તિત્ત્વ અને સમૂહજીવનને કેટલું સ્થાન છે તે તેના મગજમાં ભરાઇ જાય છે, આવું બાળક વ્યક્તિત્ત્વ ખોયા વિના સમાજજીવન જીવી શકે છે. આવું બાળક સાચો સુધારક બની શકે. વિવિધતા એ પણ જીવનની એક મીઠાશ છે. એમાં પણ કેળવણીનું પોષક બળ છે. મંદિરની હમેશની મઝાની વાનીઓમાં પ્રવાસો સુંદર ચટણીઓ અને અથાણાં છે.

અમારા મનથી પ્રવાસોનું સ્થાન કેળવણીના ક્ષેત્રમાં ઘણું ઉંચું છે.

**બાળ રમતો**—જોકે બાળકો સ્વયંસ્ફુર્તિને આધીન રહી પોતાનું કામ કરે છે તેથી તેમને યોગ્ય કસરત અને આરામની પુષ્કળ છૂટ રહે છે. છતાં આપણા લોક ધનને—બાળરમતોને અમે ભૂલી જતા નથી. ડૉ. મૉન્ટીસોરી પ્રેરિત રમતોના પક્ષમાં નથી. તેઓ સ્વયંસ્ફુરિત રમતોના હિમાયતી છે. અમે એ સિદ્ધાન્તને સ્વીકારીયે તો છીયે જ. અમે એકવાર બાળકને રમાડીને રમતને પ્રેરીયે છીયે અને પછી બાળક પોતાની મેળે એ રમત મરજીમાં આવે

ત્યારે રમે એ ધોરણે ચાલીયે છીયે. રમતો દ્વારા મનુષ્ય સામાજિક પ્રાણી બને છે. રમતો રમતાં ઘોંઘાટ કરવાની જે જંગલી ટેવ બાળકોમાં જોવામાં આવે છે તે ટેવને સુધારવાની જરૂર રહે છે જ. અનિયંત્રિતપણે દોડવું, ગમે તેવા મોટા અને કર્કશ અવાજ કરવા એ માણસની જંગલી દશાનાં ચિન્હો છે. સુધારાએ સામાજિક હિતની દૃષ્ટિથી કેટલાએક નિયંત્રણો મુક્યાં છે. દોડવાને બદલે ચાલવું, તાણીને બોલવાને બદલે ધીમેથી બોલવું વગેરે, આવી જાતના માણસના સ્વાભાવિક હક ઉપરનાં સામાજિક નિયંત્રણો છે. કેટલુંએક એવું છે કે જે અનીતિમય ન હોય છતાં એકાંતમાં જ કરવા જેવું હોય. એવું બધું સમાજહિત ખાતર વ્યક્તિએ છોડી દેવું જોઇયે. બાળરમતો દ્વારા બાળકને સામાજિક બનાવી શકાય છે.

બાળરમતો કેવી રીતે રમાડવી એનું વિવેચન અહીં કરવાનો અવકાશ નથી.

**વાર્તાનું કથન**—આ સબંધે અગાઉ કહેવાઇ ગયું છે. વાર્તા સબંધે અમારો નિર્ણય હજી થયો નથી એટલે વાર્તા કથનનું સુંદર કામ ચાલુ જ રાખવાનું યોગ્ય લાગ્યું છે.

**લોકગીત અને કવિતાઓનું શ્રવણ**—બાળકની વૃત્તિ કાવ્યપ્રેમ તરફ વળે તે માટે બાળકોને વારંવાર લોકગીતો અને બીજી કવિતાઓ સંભળાવીયે છીયે; અને સંભળાવવાની રીત નવીન જ રાખી છે. કાવ્યો અભિનય સાથે ગાઇયે છીયે અને વચ્ચે વચ્ચે બાળકોને થોડા થોડા અર્થો કહી દઇયે છીયે. આ કાવ્યગાનમાં સંગીતશિક્ષણની છાપ સ્પષ્ટ દેખાય છે. કેટલીએક કવિતાઓએ બાળકો ઉપર જાદુઇ અસર કરી છે. મુગ્ધ બની તેઓ તે વારંવાર સાંભળ્યા જ કરે છે. કાવ્યગાન અને શ્રવણથી ભાષાશુદ્ધિ, શાબ્દિક સ્મરણશક્તિ અને સંગીતપ્રિયતાને મદદ મળે છે.

**માબાપોને કેળવણી**—અમારૂં ચોકસ માનવું છે કે જો મંદિરનું કામ ફતેહમંદ બનાવવું હોય, જો અમે બાળકો ઉપર જે પ્રયોગો કરીયે છીયે તેનો પૂરો લાભ બાળકોને આપવો હોય, જો કેળવણીનો નવો યુગ ખરેખર બેસારવો હોય તો બાળ કેળવણી જેટલું મહત્ત્વનું કામ માબાપ કેળવણીને આપવું જોઇયે. આજે તો સ્થિતિ ભયંકર છે. બાળકને અમે એક દુનીયાનું દર્શન કરાવીયે છીયે; તેના ઘરમાં એક બીજી જ અને તે કેવળ જુદી જ દુનીયા તેની આંખ આગળ પડે છે. બાળક મંદિરમાં સંપૂર્ણ શાન્તિથી પોતાનો વખત કાઢે છે, ત્યારે ઘરમાં અને ઘરના શેરીના ઘોંઘાટથી લગભગ તેના કાન ફુટી જાય છે.

મંદિરમાં બાળક સાબુથી હાથ ધોઇને સારી સારી ચીજો વાપરે છે, જ્યારે ઘરમાં બાળકના હાથ ધોવરાવવા જેટલી પણ કોઇને દરકાર હોતી નથી. મંદિરમાં બાળક નિયંત્રિત સ્વાતંત્ર્ય ભોગવે છે, તો ઘરમાં તેના ઉપર શુદ્ધ પારતંત્ર્યને લાવવામાં આવે છે. મંદિરમાં પ્રેમ અને સહાનુભૂતિનું વાતાવરણ છે, તો ઘરમાં કર્કશતા અને વિરોધ પ્રવર્તે છે. મંદિર ઇન્દ્રિય-કેળવણીની ઉચ્ચતા અને રસિકતા આપે છે, તો ઘર એકડાની મોપાટથી સ્મરણશકિતનો બોજો વધારે છે. મંદિરમાં બધું કામ સ્વયંઇચ્છાથી ચાલે છે, તો ઘરમાં એકેએક કામ હુકમના દોરથી કરાવવામાં આવે છે. આ રીતે બાળકોને મન બે દુનીયા બને છે. એક ઘરની દુનીયા અને બીજી બાલમંદિરની દુનીયા. બાળકને તો આ બે પરસ્પરવિરોધી દુનીયા વચ્ચે અથડાવું પડે છે, અથવા તેને બન્ને દુનીયાને અનુકૂળ વર્તવા માટે ઢોંગી બનવું પડે છે. મંદિરમાં સભ્યતાને માન મળે તો ઘરમાં સભ્યતા નજરે જ ન પડે. મંદિરમાં નમસ્કારવિધિ ઉપર બાળકને પ્રેમ થાય તો ઘરમાં નમસ્કાર કઇ માનનીય વ્યક્તિને કરવા બાળક પ્રેરાય ? જ્યાં બાળકને કોઇ ઓળખતું જ ન હોય, જ્યાં બાળકના મનોભાવની કોઇને પરવા જ ન હોય ત્યાં બાળક કોને જોઇને પોતાનું અન્તર નમાવે. યંત્રવત્ નમસ્કાર અને મંદિરના નમસ્કારમાં મોટો ભેદ છે. છતાં, આવાં બાળકોનાં માબાપોનો દોષ નથી એમ અમારે જણાવવું જ જોઇયે. અત્યારની સ્થિતિએ આપણાં ઘરોની હાલત જ એવી છે. માતપિતાઓનું બાલઉછેર અને બાલસ્વભાવનું ભયંકર અજ્ઞાન જ્યાં સુધી દૂર ન થાય ત્યાં સુધી આ સ્થિતિ રહેવાની જ. જ્યાં સુધી માબાપો અને શાળાઓ કેળવણીનો અર્થ અંકજ્ઞાન અને અક્ષર-જ્ઞાન જ કરે ત્યાં સુધી આપણે આગળ ન વધી શકીયે. કમાવામાં અને પ્રવૃત્તિમાં પડેલા પિતાઓ અને કુથલીમાં તથા ખાલી વિલાસોમાં પડેલી માતાઓ બાળકો તરફ નવી દૃષ્ટિથી જોતાં ન થાય, તેમને માટે ફુરસદ ન મેળવે ત્યાં સુધી અમારા જેવી શાળાના પ્રયત્નો પણ લગભગ નિષ્ફળ જ જવાના. અમારે તો અમારાં બાળકોનાં માતપિતાઓનો ઉપકાર જ માનવો ઘટે છે અને કેટલાંએકને તો અમે ધન્યવાદ જ આપવાના. માબાપો અમારી સૂચનાઓને અમલમાં મુકવા પ્રયત્ન કરે છે, અમારી પત્રિકાઓને અનુસરવા ઇચ્છા રાખે છે અને રૂબરૂમાં થતી વાતચીતમાં અમને તેઓ નારાજ કરતાં નથી. અમારે આ દિશામાં ઘણું કામ કરવાનું છે. અભણ માબાપોને કેળવણીનો અર્થ સમજાવવાનો છે અને ભણેલાંઓને કેળવણીના વ્હેમોમાંથી બચાવવાના છે. અમારે તેમને એક જ બાબત કાળજીથી ઠસાવી ઠસાવીને

સમજાવવાની છે કે તેમનું અને સમાજનું જો કંઈ પરમ ધન હોય તો તે બાળક છે. તેની ઉન્નતિમાં જ ગૃહની, કુટુમ્બની, સમાજની અને રાષ્ટ્રની ઉન્નતિ સમાયેલી છે. અમારે તેમને ગળે ઉતારવાનું છે કે એકલું ભણતર એ ખરી કેળવણી નથી; એ તો કેવળ પાંગળું ભણતર છે. ખરી કેળવણી તો મનુષ્યના શારીરિક, માનસિક અને આધ્યાત્મિક સર્વાંગ-સુંદર વિકાસમાં છે. માબાપો અમારા કાર્યમાં વિઘ્ન નથી નાખતાં એ હકીકત ખાસ નોંધવા જેવી છે. છતાં દિલગીરી સાથે નોંધવું જ જોઇયે કે કેટલાંએક માબાપોએ પોતાના બાળકનું ખરૂં હિત શામાં છે તે સમજ્યા વિના, શહેરના નિશાળના શિક્ષણના મોહને વશ થઇ કોઇકોઇવાર પોતાનાં બાળકને ઉઠાડી લઇ પોતાનાં પ્રિય ફરજંદોને ભારે નુકસાન કર્યું છે. અમારે ત્યાં સર્વ પ્રકારની શક્તિઓના વિકાસને અવકાશ છે. અન્ય શાળાઓમાં વિકાસને રોકવાની ખાસ યોજનાઓ છે. અશ્રદ્ધાળુ માબાપો પોતાનાં બાળકોને ખોટે માર્ગે લઇ જાય છે ત્યારે અમને માબાપ અને બાળકો બન્ને માટે દયા આવે છે. અમને ઘણું યે થાય છે કે અમુક બાળક ચિત્રકાર થતું, અમુક બાળક સંગીતપ્રિય થતું તો અમુક બાળક ભાષાશાસ્ત્રી થતું અટકી જાય છે. પરન્તુ આમાં અમારો ઇલાજ નથી. બાળકોનાં પ્રારબ્ધ અને પ્રભુની ઇચ્છા એ જ અમારૂં સમાધાન છે. જે માબાપો પોતાનાં બાળકોને રાખી રહ્યાં છે તેમની શ્રદ્ધાને ખરેખર ધન્યવાદ છે જ.

**શિક્ષકોને તૈયાર કરવાની યોજના**—અમારૂં એવું માનવું છે કે જ્યાં સુધી અમારી પદ્ધતિએ કામ કરે એવા શિક્ષકો અમે મેળવી શકીયે નહિ ત્યાં સુધી અમારા કામમાં ખૂબ કચાશ રહે. અમે બાલ અધ્યાપન મંદિર કાઢવાની એક યોજના વિચારી હતી, પણ તેનો અમલ થઈ શકયો નહિ. અત્યારે જે શિક્ષકો છે તેને અમે જુદી જુદી રીતે તાલીમ આપીયે છીયે. શેઠ જીવણલાલ તરફથી જે શિષ્યવૃત્તિઓ આપવાની છે તેમાંની એક બહેન દુર્ગાબહેનને આપી છે ને તેને તાલીમ ઉપર મુકયાં છે. અમને લાગે છે કે અમારા કામપુરતા શિક્ષકો મેળવી લેવા માટે એક બાળ અધ્યાપન મંદિરની વ્યવસ્થા અમારે જ કરવી જોઇયે. આ બધું સંજોગો ઉપર આધાર રાખે છે.

## નોંધવા જેવી કેટલીએક બાબતો

**મુલાકાત લેનારઓ**—બાલમંદિરે ઘણાં માણસોને આકર્ષ્યાં છે. તા. ૧–૬–૧૯૨૨ થી તા. ૩૧–૧૨–૧૯૨૨ સુધીમાં ત્રણસો માણસો બાલ-

મંદિરને પગથીએ ચડી ગયાં. એમાંનાં કેટલાંએક તો શિક્ષણમાં રસ લેનારાં અને શિક્ષણશાસ્ત્રીઓ પણ હતાં. બાળકોનાં માતાપિતાએ પણ સારી હાજરી આપી હતી.

**બાલમંદિરનો ખર્ચ**—ઘણા અણસમજુ લોકો ધારે છે કે બીજી શાળાઓ ૭૫ બાળકો ઉપર જે દ્રવ્ય ખરચે છે તે કરતાં બાલમંદિર વિશેષ દ્રવ્ય ખરચે છે. અમારે એટલું જ જણાવવાનું છે કે બાલમંદિર એકલી શાળા નથી; એ તો બાળશિક્ષણમાં અખતરો કરનારૂં એક પ્રયોગમંદિર છે. પ્રયોગશાળાનો ખર્ચ કોઇ પણ સાધનસંપન્ન શાળાથી યે વધારે હોય જ. વળી આપણને મંદિરનો ખર્ચ વધારે લાગે છે તેનું કારણ એ છે કે આપણને કેળવણીમાં પૈસા ખરચવાનું હજી સમજાયું જ નથી. લશ્કરના ખર્ચ કરતાં હમેશ કેળવણીનો ખર્ચ વધારે રહે ત્યારે જ સમજવું કે દેશમાં કેળવણી આપવાના પ્રયત્નો થાય છે. અત્યારે તો એથી ઉલટું છે. એક એ બાબત પણ જણાવવી જોઇએ કે કોઈ પણ સારી કિન્ડરગાર્ટન શાળા કરતાં મૉન્ટીસોરી શાળાનો ખર્ચ વધે જ નહિ. વધારામાં એ લખવાનું કે બાલમંદિરનો ખર્ચ કેટલેક અંશે સંજોગોને લીધે પણ વધારે છે.

**અમારી ભીતિ**—અમને એક ભીતિ રહે છે, અને તે એ છે કે વગર સમજે દેશમાં મૉન્ટીસોરી શિક્ષણપદ્ધતિ અનુસાર બાલમંદિરો સ્થપાવા લાગે ને નિષ્ફળતા પામે. ખુદ ડૉ. મૉન્ટીસોરીના દેશમાં પણ બધાં બાલમંદિરો ફતેહમંદ નથી નીવડયાં. આનું કારણ એ છે કે સેબાગુ શિક્ષકો એ ક્ષેત્રમાં કુદી પડયા છે. આપણે ત્યાં એ સ્થિતિ ન આવે એમ અમે ઇચ્છીયે છીયે ને લોકોને ચેતવણી આપવા ચાહીયે છીયે કે કોઇએ પદ્ધતિનો પૂરો અભ્યાસ કર્યા વિના બાલમંદિર કાઢવાનું જોખમ ખેડવું નહિ. છતાં જો એમ થશે તો શિક્ષકોનો પદ્ધતિમાંથી અને ધનવાનોનો આવી પ્રવૃત્તિઓમાંથી બધો વિશ્વાસ ઉડી જશે અને સાચાં કામોને ખૂબ સહન કરવું પડશે. આપણને પ્રભુ સન્મતિ આપે.

**કેટલાએક આંકડા**—આ સાથે જુદાં પરિશિષ્ટોથી મંદિરનાં બાળકો સંબંધેના કેટલાકએક આંકડા આપ્યા છે. એ આંકડા ૧૯૨૧ અને ૧૯૨૨ની સાલના જુદા જુદા છે. આથી જોઈ શકાશે કે મંદિરની આ દિશામાં કેવી પ્રગતિ થઈ છે.

**અમારી માગણી**—અમારી માગણી એટલી છે કે આ મંદિર પ્રયોગની દશામાં હોવાથી દ્રવ્ય સંબંધે તેને કોઇ પણ પ્રકારની મુશ્કેલી ન નડવી જોઇયે. જનસમાજમાંથી સારા સારા ઉત્સાહી શિક્ષકો મંદિરમાં એકઠા થાય અને મંદિરનું કામ આગળ ચલાવે એવી અમારી માગણી છે.

**અમારી ભાવના**—અમારી ભાવના અમારા ઉદ્દેશમાં સ્પષ્ટ છે. અમે મંદિર દ્વારા બાળશિક્ષણ અને બાળઉદ્ધારનો પાયો નાખવાની ઉમેદ રાખીયે છીયે. અમારી શ્રદ્ધા છે કે બાળકેળવણીનો સાચો ઇતિહાસ અમારા બાળ-મંદિરના પ્રયોગોથી શરૂ થશે. એક વખત એવો જોવા માગીયે છીયે કે જ્યારે સમગ્ર જનતાનું લક્ષ કેવળ બાળકેળવણી તરફ વળે અને સૌ એમજ માને કે બાળકેળવણી દ્વારા જ બીજી કેળવણી સિદ્ધ થઈ શકશે અને એ દ્વારા જ દેશની આબાદી અને સ્વાતંત્ર્ય કાયમ રખાશે.

---

# પરિશિષ્ટ अ

## અભ્યાસક્રમ

---

### પ્રથમ વર્ષ

ગુજરાતી—ગદ્ય–પાંચમી ચોપડીના પાઠો–૨–૪–૫–૮–૧૩–૧૪–૧૫–૧૬
૨૨–૨૭–૨૮–૨૯–૩૧–૩૨–૩૫–૩૬–૩૯–૪૦–૪૩–૪૬—
૪૭–૫૫–૬૨

પદ્ય–'પ્રથમવર્ષ ગુજરાતી કવિતા' નામનું શ્રી દ. વિ. ભ. ના ઉપયોગ માટે તૈયાર કરવામાં આવેલું પુસ્તક પૂરૂં તથા પાંચમી ચોપડીમાંથી નીચેની કવિતાઓઃ–

૧ હિરણ્યાક્ષ અને હિરણ્કશ્યપ    ૨ સપુત વિષે
૩ ઇશ્વરસ્તુતિ    ૪ પ્રભાત
૫ નિર્દોષપંખીડાં

દુહાઓ—પૂરા
કહેવતો—પૂરી
વરતો અને ઉખાણાં—પૂરાં
કવિતાનો મુખપાઠ—૧૦૦ લીટી

વ્યાકરણ—રા. બ. કમળાશંકર કૃત લઘુ વ્યાકરણ ભા. ૧લો પૂરો.

બાળવાર્તા—શ્રી દ. વિ. ભ. તરફથી પ્રગટ કરવામાં આવેલ પુસ્તકમાંથી.

શ્રુતલેખન—ગુજરાતી પાંચમી ચોપડીના ચલાવેલા પાઠોમાંથી.

સંસ્કૃત— શ્રી દ. વિ. ભ. તરફથી પ્રગટ કરવામાં આવેલ પુસ્તકમાંથી
સુભાષિતો—પૂરાં.
અમરકોષ—પૂરો.

હિન્દી—ઇન્ડીયન પ્રેસ રીડર પુસ્તક પહેલું, ભાગ પહેલો.

હિન્દી શિક્ષાવલિ ભાગ પહેલો પૂરો.

વ્યાકરણ–સામાન્ય નિયમો શીખવવા.

શ્રુતલેખન–ચલાવેલા પાઠોમાંથી સારા અક્ષરે લખતાં આવડવું જોઇયે.

ભૂગોળ— હિન્દુસ્તાનની સામાન્ય રૂપરેખાઃ—
માર્સ્ડન કૃત First Lessons in Geography માંથી પાઠો ૧૦–૧૧–૧૨–૧૩–૧૪–૧૫.

પ્રાકૃતિક ભૂગોળઃ—
માર્સ્ડન કૃત First Lesson in Geography માંથી પાઠો ૧–૨–૩–૪–૫–૬–૭–૮–૯–૧૯–૨૦–૨૧–૨૨–૨૩–૨૪–૨૫–૨૬.

ઇતિહાસ—ગુજરાત કાઠીયાવાડનો.

ગણિત—શ્રીદક્ષિણામૂર્તિ વિનયમંદિર તરફથી પ્રગટ કરવામાં આવેલા અભ્યાસક્રમ પ્રમાણે.

ધર્મનીતિ— નીચેનાં જીવનચરિત્રોઃ—
બુદ્ધ, જ્ઞાનદેવ, કબીર, નાનક, માણિકપ્રભુ, રામકૃષ્ણ-પરમહંસ, નાગ મહાશય, મહારાજ અનેકનાથ, સમર્થ ગુરુ રામદાસ.

અંગ્રેજી—Direct methodથી.

કસરત—શ્રી દ. વિનયમંદિર તરફથી પ્રગટ કરવામાં આવેલ અભ્યાસક્રમ પ્રમાણે.

## દ્વિતીય વર્ષ

ગુજરાતી—ગદ્ય–ગુજરાતી છઠ્ઠી ચોપડીના પાઠો ૧–૨–૩–૭–૮–૧૦–૧૨
૧૩–૧૪–૧૫–૧૭–૧૮–૨૦–૨૨–૨૩–૨૪–૨૭–૨૯-
૩૯–૪૫–૪૮–૫૩–૬૩

પદ્ય–શ્રી. દ. વિ. ભ. તરફથી પ્રગટ કરવામાં આવેલ ‘ દ્વિતીય વર્ષ ગુજરાતી કવિતા’ નામના પુસ્તકમાંથી કાવતાઓ પૂરી. ઉપરાંત છઠ્ઠી ચોપડીમાંથી નીચેની કવિતાઓઃ

૧ ઉપદેશ
૨ વિદ્યા વિષે સાચી સમજ
૩ વિનાશ કાળે વિપરીત બુદ્ધિ
૪ ધનવંતના ધર્મવિષે.
કહેવતો—પૂરી
મુખપાઠ—૧૦૦ લીટી

વ્યાકરણ—રા. બ. કમળાશંકર કૃત લઘુ વ્યાકરણ ભાગ ૨જો પૂરો.

શ્રુતલેખન—ચલાવવામાં આવેલ પાઠોમાંથી; ઉપરાંત બાલવાર્તાઓનું તેમજ કહેવામાં આવેલી બીજી વાર્તાઓનું લેખન. ચિહ્નો મુકતાં તથા પારિગ્રાફ પાડતાં શીખવવું.

ઇતર વાચન—શ્રી. રામચંદ્ર

સંસ્કૃત—શ્રી દ. વિ. ભ. તરફથી પ્રગટ કરવામાં આવેલા પુસ્તકમાંથી
સુભાષિતો–પૂરાં.
અમરસાર–પૂરો.

હિન્દી—ગદ્ય–હિન્દી શિક્ષાવલિ ભાગ ૨જો પૂરો.

પદ્ય–પાઠ્ય પુસ્તકમાં આવતી કવિતાઓ.

મુખપાઠ–૫૦ લીટી.

વ્યાકરણ–સામાન્ય નિયમો શીખવવા.

શ્રુતલેખન–ચાલેલા પાઠોમાંથી દેવનાગરી લિપિમાં સારા અક્ષરો તેમજ ઝડપબંધ લખતાં આવડવું જોઇયે.

ઇતિહાસ—‘આપણા દેશનો ઇતિહાસ’ ભાગ ૧લો (શ્રી. ન. કા. ભટ કૃત) પૂરો.

ભૂગોળ—હિન્દુસ્તાનની વિશિષ્ટ રેખાઓ, હિન્દી વસાહતો, માર્સ્ડન કૃત Geography for junior classes માંથી પાઠ ૧૧ થી ૨૨.
પ્રાકૃતિક ભૂગોળ-માર્સ્ડન કૃત Geography for junior classes માંથી પાઠ ૧ થી ૧૦ તથા ૨૫ થી ૩૩.

ગણિત—શ્રી દ.વિ. મંદિર તરફથી પ્રગટ કરવામાં આવેલા અભ્યાસક્રમ પ્રમાણે.

ધર્મનીતિ—શ્રીમદ્‌ભાગવત, મહાભારત, ઉપનિષદો તથા જાતકમાળામાંથી આખ્યાયિકાઓ.

અંગ્રેજી--Direct Method થી.

કસરત—શ્રી દ. વિનયમંદિર તરફથી પ્રગટ કરવામાં આવેલ અભ્યાસક્રમ પ્રમાણે.

## તૃતીય વર્ષ

ગુજરાતી--ગદ્ય-ગુજરાતી સાતમી ચોપડીના પાઠો-૧-૫-૬-૮-૯-૧૩-૧૪ ૧૮-૨૨-૨૭-૨૯-૩૩-૩૮-૪૧-૪૩-૪૬-૪૯-૫૬-૫૭-૫૮-૫૯-૬૩-૬૪.

પદ્ય-'તૃતીય વર્ષ ગુજરાતી કવિતા' નામનું શ્રી દ. વિ. ભ. તરફથી પ્રગટ કરવામાં આવેલું પુસ્તક પૂરૂં.

દુહા-પૂરા.

કહેવતો-પૂરી.

મુખપાઠ-૧૫૦ લીટી.

વ્યાકરણ-રા. બ. કમળાશંકર કૃત લઘુ વ્યાકરણ ભાગ ૨જો પૂરો.

નિબંધલેખન-નાના વર્ણનાત્મક નિબંધો તથા સગાં સબંધી પ્રત્યે પત્રલેખન.

ઇતર વાચન-મહાભારત.

સંસ્કૃત--શ્રી દ. વિ. ભ. ના ઉપયોગ માટે તૈયાર કરવામાં આવેલું શ્રી. નૃ. કા. ભટ કૃત 'સંસ્કૃત પ્રથમ પુસ્તક' પૂરૂં.

હિન્દી—ગદ્ય-હિન્દી શિક્ષાવલિ ભાગ ૩ જો પૂરો.

પદ્ય-પાઠ્ય પુસ્તકમાંની કવિતાઓ.

મુખપાઠ—૫૦ લીટી.

વ્યાકરણ—સામાન્ય નિયમો શીખવવા.

નિબંધલેખન—નાની નાની વાર્તાઓ ચિહ્નો મુકી તથા પારિગ્રાફો પાડીને લખતાં આવડવી જોઇયે; અક્ષરો સારા જોઇયે.

ઇતિહાસ—શ્રી. ન. કા. ભટ કૃત 'આપણા દેશનો ઇતિહાસ ભાગ–૨ જો' પૂરો.

ભુગોળ—હિન્દુસ્તાનની ભૂગોળ સંપૂર્ણ.

માર્સ્ડન કૃત–Geography for senior classes માંથી પાઠો ૧ થી ૧૫.

ગણિત—વિનયમંદિર તરફથી પ્રગટ કરવામાં આવેલ અભ્યાસક્રમ પ્રમાણે તથા દેશીનામું શરૂઆતથી.

ધર્મનીતિ—આખ્યાયિકાઓ તેમજ સંતવાણી, કબીરવાણી વગેરે.

અંગ્રેજી—Direct method થી Easy stories in English (by G. B. Badheka) Reformed direct Method Reader–Alladin & Wonderful Lamp.

પાઠમાળા—ભાગ–૧ લો તથા ૨ જો પૂરો.

શ્રુતલેખન—વાચનમાળાના પાઠોમાંથી લખતાં શીખવવું. અક્ષરો સારા જોઇયે.

કસરત—શ્રી. દ. વિ. મંદિર તરફથી પ્રગટ કરવામાં આવેલ અભ્યાસક્રમ પ્રમાણે.

## ચતુર્થ વર્ષ

ગુજરાતી—ગદ્ય—કરણઘેલો પૂરો.

પદ્ય—શ્રી. દ. વિ. ભ. તરફથી પ્રગટ કરવામાં આવેલું 'ચોથું વર્ષ ગુજરાતી કવિતા' નામનું પુસ્તક પૂરૂં.
દુહા તથા સોરઠા—પૂરા.
કહેવતો—પૂરી.

નિબંધ—વર્ણનાત્મક મોટા નિબંધો. સૃષ્ટિવર્ણન તેમજ વિવિધ પ્રકારનું પત્રલેખન. ટૂંકી સાદી વાર્તાઓ લખતાં આવડવી જોઇયે.

વ્યાકરણ—રા. બ કમળાશંકર કૃત લઘુ વ્યાકરણના બન્ને ભાગો તથા મધ્ય વ્યાકરણનાં બે પ્રકરણો.

ઇતર વાચન—પ્રતાપ નાટક તથા નવલરામના લેખોમાંથી પસંદગી.

સંસ્કૃત—શ્રી. ન્ર. કા. ભટ કૃત 'સંસ્કૃત પુસ્તક રજાું,' પૂરૂં તથા સુબોધપાઠાવલિ.

હિન્દી—હિન્દી શિક્ષાવલિ ભાગ ૪થો.
હિન્દી મોડલ રીડર ભાગ ૧લો પૂરો.
ભાષાપત્રબોધ, વાર્તાઓ લખતાં શીખવવું

ઇતિહાસ—'આપણા દેશનો ઇતિહાસ' ઉન્મેષ યોજના ઉપર આગળ ચલાવવાનો.

ભૂગોળ—એશીયા—માર્સ્ડન કૃત First Lessons in Geography માંથી પા. ૨૮ થી ૩૮ તથા Geography for Junior classes માંથી પાઠ ૬૯ થી ૭૫.
પ્રાકૃતિક ભૂગોળ—માર્સ્ડન કૃત Geogrphy for Senior classes માંથી પાઠ ૪૫ થી ૬૦

ગણિત—શ્રી. દ. વિ. મંદિર તરફથી પ્રગટ કરવામાં આવેલ અભ્યાસક્રમ પ્રમાણે, તથા દેશીનામું—શરૂઆત.

ધર્મનીતિ—ભગવાન બુદ્ધનું જીવનચરિત્ર પૂરૂં.

અંગ્રેજી—Prose—Direct Method. Reader Fourth and Fifth Macmillan's Reader No. IV
પાઠમાળા—ભાગ પહેલો તથા બીજો પૂરો તથા ત્રીજાના થાય તેટલા પાઠો.
Poetry—શ્રી. દ. વિ. ભ. તરફથી પ્રગટ કરવામાં આવેલું Selected poems for the fourth year નામનું પુસ્તક.
Dictation—રીડરમાંથી.
Composition—Story Writing in English.

કસરત—શ્રી. દ. વિનયમંદિર તરફથી પ્રગટ કરવામાં આવેલ અભ્યાસક્રમ પ્રમાણે.

## પંચમ વર્ષ

ગુજરાતી—ગદ્ય—નવલરામનો ઈંગ્લંડનો ઇતિહાસ તથા કુસુમાવલિ.
પદ્ય - પ્રેમાનંદનું 'રણયજ્ઞ' અને અભિમન્યુ આખ્યાનમાંથી. નરસિંહરાવ અને મલબારીનાં સહેલાં કાવ્યો તથા કાવ્યમાધુર્ય અને પદ્યસંગ્રહમાંથી પસંદ કરેલાં કાવ્યો.
ઇતર વાચન—રમણભાઇનું 'ભદ્રંભદ્ર' તથા 'રાઇનો પર્વત.'

નિબંધ—ભાવનાત્મક નિબંધો–ઉ. પ્રસંગવર્ણન, સ્વભાવવર્ણન ઇત્યાદિ.

વ્યાકરણ—રા. બ. કમળાશંકર કૃત લઘુ વ્યાકરણ ભાગ બન્ને પૂરા તથા મધ્યમ વ્યાકરણ.

સંસ્કૃત—૧ દ્વિતીય સુબોધ પાઠાવલિ.

૨ સંસ્કૃત તૃતીય પુસ્તક.

૩ સંસ્કૃત દ્વિતીય પુસ્તક પૂરું.

૪ પસંદ કરેલું ઇતર વાચન કાણે અને લેખોમાંથી.

હિન્દી—ગદ્ય–હિન્દી શિક્ષાવલિ ભાગ ૫મો.

પદ્ય—'રાષ્ટ્રીય વીણા'માંથી પસંદ કરેલાં કાવ્યો.

વ્યાકરણ—ભાષાભાસ્કર, ભાષાસારસંગ્રહ ભાગ ૧લો.

નિબંધ--વિશુદ્ધ ભાષામાં વર્ણનાત્મક નિબંધો લખતાં આવડવું જોઇયે; ચિઠ્ઠીપત્રી લખતાં આવડવી જોઇયે.

ઇતિહાસ—હિન્દુસ્તાનનો–મુગલ, મરાઠા (૧૭૬૧ સુધી), શીખ અને યુરોપી પ્રજાનો (૧૭૫૭ સુધી); દુનીયાના ઇતિહાસના પ્રસંગો.

ભૂગોળ—યુરોપ, આફ્રિકા, અમેરિકાઃ માર્સ્ડન કૃત Geography for Junior classes માંથી પાઠ ૪૧ થી ૮૦.

ગણિત—શ્રી દ. વિ. મંદિર તરફથી પ્રકટ કરવામાં આવેલા અભ્યાસક્રમ પ્રમાણે; તથા દેશીનામું—શરૂઆત.

ધર્મનીતિ—૧ મહાત્માગાંધીજીના વિચારો. ૨ ગીતામાંથી. ૩ મહાત્મા ગાંધીજીની વિચારસૃષ્ટિ.

અંગ્રેજી—Prose–Cradle Tales of Hinduism માંથી પસંદ કરેલી વાર્તાઓ.

Poetry–Poems specially selected for the fifth year.

Composition–Story writing and a little writing of Essay writing.

Grammer-Text-bookમાંથી વિદ્યાર્થીઓને આવશ્યક.

કસરત— શ્રી. દ. વિ. મંદિર તરફથી પ્રકટ કરવામાં આવેલ અભ્યાસક્રમ પ્રમાણે.

## ષષ્ઠ વર્ષ

ગુજરાતી—ગદ્ય—સાહિત્યરત્નનો ગદ્ય વિભાગ, એક સત્યવીરની કથા, સર્વોદય અને અંબાલાલ સાકરલાલના લેખોમાંથી સાહિત્ય વિભાગ.

પદ્ય—સાહિત્યરત્નમાંથી પદ્ય વિભાગ-પ્રસ્તાવના સહિત.

વ્યાકરણ—સામાન્યજ્ઞાન, વ્યુત્પત્તિ, સમાસપ્રથક્કરણ વગેરે.

નિબંધ—ભાવનાત્મક, ચર્ચાત્મક.

સંસ્કૃત—રઘુવંશ-સર્ગ ૧ થી ૮, કઠોપનિષત્, Aptes' Guide માંથી પસંદ કરેલાં પ્રકરણો તથા 'સંસ્કૃત વાચનમાળા દ્વિતીય પુસ્તક'-માંથી પસંદગી.

હિન્દી—ગદ્ય-રૉબિન્સન ક્રુઝો, સત્ય નિબંધાવલિ, મેરા જેલકા અનુભવ.

પદ્ય—જયદ્રથ વધ.

વ્યાકરણ—ભાષાભાસ્કર.

ઉર્દૂ—લાહોરની વાચનમાલા

કસરત—શ્રી. દ. વિ. મંદિર તરફથી પ્રકટ કરવામાં આવેલ અભ્યાસક્રમ પ્રમાણે

ધર્મનીતિ— 'આપણો ધર્મ'માંથી પસંદગી.

---

## અભ્યાસક્રમ

[૧૯૨૨ના જુનથી ૧૯૨૨ના ડિસેમ્બર સુધીનો]

## પ્રથમ વર્ષ

ગુજરાતી—ગદ્ય—પાંચમી ચોપડીના પાઠો ૧-૨-૩-૪-૫-૬-૮-૧૩-૧૪-૧૫-૧૭-૨૦-૨૧-૨૨-૨૫-૨૬-૨૮-૩૧-૩૨-૩૫-૩૯-૪૦-૪૨-૪૩-૪૫-૪૭-૫૦-૫૧-૫૨-૫૩-૫૫.

પદ્ય- શ્રી દ. વિ. બ. તરફથી પ્રગટ કરવામાં આવેલું 'પ્રથમ વર્ષ ગુજરાતી કવિતા'નું પુસ્તક પૂરૂં.

દુહા–પૂરા.
કહેવતો–પૂરી.
વરતો અને ઉખાણાં–પૂરાં.
કવિતાનો મુખપાઠ–૭૫ લીટી
વ્યાકરણ–રા. બ. કમળાશંકર કૃત લઘુ વ્યાકરણ ભાગ ૧લો પૂરો તથા બીજાના ૧૧ પાઠ.
શ્રુતલેખન—ચલાવેલા પાઠોના જ્ઞાન ઉપરથી ઉપજાવી કાઢેલું.
બાળવાર્તા—'બાલવાર્તા'માંની દશ વાર્તાઓ શુદ્ધલેખન સહિત.

સંસ્કૃત—સુભાષિતો–પૂરાં.
અમરસાર–પૂરો.

હિન્દી—बालबोध पहिला भाग खतम.
दोहे–२०.

ઇતિહાસ—ગૂજરાત કાઠીયાવાડનો.

ભૂગોળ—હિન્દુસ્તાનની સામાન્ય રૂપરેખા. માર્સ્ડન કૃત First Lesoons In Geography માંથી પાઠો ૧૦,થી ૧૫ જેટલું જ્ઞાન.
પ્રાકૃતિક ભૂગોળ—ઉપલા જ પુસ્તકના નીચે લખ્યા પાઠો જેટલું જ્ઞાન વિદ્યાર્થીઓને મળવું જોઇયે. ૧–૨–૩–૪–૫–૬–૭–૮–૯–૧૯–૨૦–૨૧–૨૨–૨૩–૨૪–૨૫–૨૬.

ગણિત—શ્રી દ. વિનયમંદિર તરફથી પ્રગટ કરવામાં આવેલા અભ્યાસક્રમ પ્રમાણે.

ધર્મનીતિ—જ્ઞાનદેવ, નાનક, માણુકપ્રભુ, સમર્થ રામદાસ, એકનાથ મહારાજ એમનાં જીવનચરિત્રો.

અંગ્રેજી—First English Readerનાં વાચન તથા લેખન અને Spelling તથા Meaning.

કસરત—શ્રી દ. વિનયમંદિર તરફથી પ્રગટ કરવામાં આવેલ અભ્યાસક્રમ પ્રમાણે.

## દ્વિતીય વર્ષ

ગુજરાતી—ગદ્ય–છઠ્ઠી ચોપડીના પાઠો ૧–૩–૫–૮–૧૨–૧૪–૧૫–૧૮–૨૦ ૨૩–૨૪–૨૭–૨૯–૩૨–૩૩–૩૬–૩૭–૩૯–૪૧–૪૨–૪૫–૪૬–૪૮.
પદ્ય—શ્રી દ. વિ. મ. તરફથી પ્રગટ કરવામાં આવેલ 'દ્વિતીય વર્ષ ગુજરાતી કવિતા' નામનું પુસ્તક પૂરું.

દુહા—પૂરા.
કહેવતો—પૂરી.
મુખપાઠ—૭૫ લીટી.

વ્યાકરણ—રા. બ. કમળાશંકર કૃત લઘુ વ્યાકરણ ભાગ ૧લો તથા ભાગ બીજાનાં ૧૧ પ્રકરણો જેટલું જ્ઞાન અને તેટલા જ્ઞાનનો છૂટથી ઉપયોગ કરવાનો.

શ્રુતલેખન—ચલાવવામાં આવેલા પાઠોમાંથી તૈયાર કરેલું.

બાળવાર્તા—૨૦ વાર્તાઓ વિરામચિહ્નો, પારિભાષિક વગેરે સહિત શુદ્ધ લેખન થવું જોઇએ.

સંસ્કૃત—સુભાષિતો-પૂરાં
અમરસાર-પૂરો.

હિન્દી—बालबोध दुसरा भाग खतम.
दोहे—२५.

ઇતિહાસ—શ્રી ન. કા. ભટ કૃત 'આપણા દેશનો ઇતિહાસ' ભાગ ૧લો પૂરો.

ભૂગોળ—હિન્દુસ્તાનની વિશિષ્ટ રેખાઓ, હિન્દી વસાહતો. માર્સ્ડન કૃત Geography For Junior Classes માંથી પાઠ ૧૧ થી ૨૨ સુધીના પાઠોનો આધાર લેવો.

પ્રાકૃતિક ભૂગોળ—માર્સ્ડન કૃત ઉપલા જ પુસ્તકના પાઠ ૧થી ૧૦ તથા ૨૫થી ૩૩.

ગણિત—શ્રી દ. વિનયમંદિર તરફથી પ્રગટ કરવામાં આવેલ અભ્યાસક્રમ પ્રમાણે.

ધર્મનીતિ—નવી આઠ આખ્યાયિકાઓ તથા જાતક વાર્તા.

અંગ્રેજી—Tipping's Third std. Eng. Reader (Tint Eng. Reader.) and Second English Reader.

પાઠમાળા—ભાગ ૧લાના થઇ શકે તેટલા પાઠો.

કસરત—શ્રી દ. વિનયમંદિર તરફથી પ્રગટ કરવામાં આવેલ અભ્યાસક્રમ પ્રમાણે.

## તૃતીય વર્ષ

ગુજરાતી—ગદ્ય-સાતમી ચોપડીના પાઠો ૧-૫-૬-૮-૧૦-૧૨-૧૩-૧૪-૧૮-૨૧-૨૨-૨૫-૨૭-૨૯-૩૩-૩૪-૩૫-૩૮-૩૯-૪૧-૪૩-૪૭-૪૯-૫૬-૫૭-૫૮-૫૯-૬૦-૬૧-૬૨-૬૩-૬૪-૬૫.

પદ્ય—શ્રી દ. વિ. મ. તરફથી પ્રગટ કરવામાં આવેલ 'તૃતીય વર્ષ ગુજરાતી કવિતા' નામનું પુસ્તક પૂરૂં.

દુહા–પૂરા.

કહેવતો–પૂરી.

મુખપાઠ–૧૦૦ લીટી.

વ્યાકરણ–રા. બ. કમળાશંકર કૃત લઘુ વ્યાકરણ ભાગ રજો પૂરો.

નિબંધલેખન–નાની વાર્તાઓ તેમજ સાદા વર્ણનાત્મક નિબંધ લખતાં શીખવવું.

ઇતર વાચન—'રામચંદ્ર' પૂરૂં.

સંસ્કૃત—શ્રી ન્. કા. ભટ કૃત 'સંસ્કૃત પ્રથમ પુસ્તક' પૂરૂં.

હિન્દી—बालविनोद भाग ३ खतम.

दोहे–३०.

ઇતિહાસ—શ્રી. ન્. કા. ભટ્ટ કૃત 'આપણા દેશનો ઇતિહાસ ભાગ રજો' પૂરો.

ભૂગોળ—હિન્દુસ્તાનની સંપૂર્ણ. માર્સ્ડન કૃત Geography For Senior Classes માંથી પાઠો ૨૩ થી ૪૪ સુધીના જેટલું જ્ઞાન આપવું.

પ્રાકૃતિક ભૂગોળ–ઉપલા જ પુસ્તકના ૧ થી ૧૫ પાઠો જેટલું જ્ઞાન આપવું.

ગણિત—શ્રી દ. વિનયમંદિર તરફથી પ્રગટ કરવામાં આવેલ અભ્યાસક્રમ પ્રમાણે.

ધર્મનીતિ—કબીરવાણી તથા દસ આખ્યાયિકાઓ, જાતક વાર્તા સહિત.

અંગ્રેજી–Prose–Macmillan's New English Reader No. 3.

Poetry–Selected Poems for the Third year.

Pathmala–Part First complete. Part Second Lessons 1 to 17

Ten stories from Easy stories in English Story writing–Short and simple stories to be reproduced.

કસરત—શ્રી દ. વિનયમંદિર તરફથી પ્રગટ કરવામાં આવેલ અભ્યાસક્રમ પ્રમાણે

## ચતુર્થ વર્ષ

ગુજરાતી—ગદ્ય-કરણઘેલો પૂરો.

પદ્ય—'ચતુર્થ વર્ષ ગુજરાતી કવિતા' નામનું પુસ્તક પૂરૂં.

દુહા-સોરઠા—પૂરા.

કહેવતો—પૂરી.

નિબંધ—૧ પત્રલેખન. ૨ ટૂંકી, સાદી વાર્તાનું લેખન. ૩ સૃષ્ટિવર્ણન.

વ્યાકરણ—રા. બ. કમળાશંકર કૃત લઘુ વ્યાકરણના બન્ને ભાગો પૂરા જેટલું જ્ઞાન થવું જોઈએ, તેમજ મધ્ય વ્યાકરણના પહેલા એક પ્રકરણનું જ્ઞાન.

ઇતરવાચન—પ્રતાપનાટક.

સંસ્કૃત—૧ શ્રી ન. કા. ભટ કૃત સંસ્કૃત દ્વિતીય પુસ્તક પૂરૂં.

૨ સ્તોત્રો-શ્રી ગણેશસ્તોત્ર, શ્રી પશુપત્યષ્ટકમ્, શ્રી દેવ્યપરાધક્ષમાપનસ્તોત્ર, શ્રી રામાષ્ટકમ્, શ્રી શંકરાચાર્ય ગુર્વષ્ટકમ્, શ્રી ગજેન્દ્રમોક્ષ.

૩ સાવિત્રીઆખ્યાન.

૪ પ્રથમા પાઠાવલિ.

૫ સુભાષિતોનું પ્રથમ તેમજ દ્વિતીય પુસ્તક પૂરાં.

હિન્દી—हिन्दी मीडल रीडर भाग अव्वल खतम.

दोहे मुखपाठ-२५.

भावापत्र बोध पुराना तनीका खतम

मीडल व्याकरण पेज-३०.

ઇતિહાસ—હિન્દુ યુગ.

ભૂગોળ-એશીયા-માર્સ્ડન કૃત First Lessons in Geography માંથી પાઠો ૨૮થી૩૮ તથા Geography for Junior Classes માંથી પાઠો ૬૯ થી ૭૫ જેટલું જ્ઞાન વિદ્યાર્થીઓને આપવાનું.

પ્રાકૃતિક ભૂગોળ-માર્સ્ડન કૃત Geography for Senior Classes માંથી પાઠો ૪૫ થી ૬૦ જેટલું જ્ઞાન આપવાનું.

ગણિત—શ્રી દ. વિનયમંદિર તરફથી પ્રગટ કરવામાં આવેલ અભ્યાસક્રમ પ્રમાણે.

ધર્મનીતિ—ભગવાન બુદ્ધનું જીવનચરિત્ર પૂરૂં.

અંગ્રેજી—Prose–Macmillan's New English Reader No. 4.
Poetry– Selected Poems for the Fourth year.
Pathmala– Part Second complete. Part Third lessons 1 to 21
Grammer—Eight parts of speech from the text. Boys should be taught inductively.
Letter—writing—Boys to be given practice in Letter–writing and extra passages for translation into English.

કસરત–શ્રી. દ. વિનયમંદિર તરફથી પ્રગટ કરવામાં આવેલ અભ્યાસક્રમ પ્રમાણે.

## પંચમ વર્ષ

ગુજરાતી—ગદ્ય–રાઇનો પર્વત પૂરો.

પદ્ય–સાહિત્યરત્ન તથા કાવ્યમાધુર્યમાંથી પસંદગીઃ–

નરસિંહમહેતાનાં થોડાંએક પ્રભાતીયાં, મામેરૂં.
પ્રેમાનંદ તથા દયારામનાં બે પદો.
નર્મદાશંકર–સુરત, કબીરવડ.
બાલાશંકર–બોધ.
ગોવર્ધનરામ–પ્રેમયોગી.
નરસિંહરાવ–વિધવાનો વિલાપ.
દોલતરામ–ઇંદ્રજીત મંદોદરી સંવાદ.
કલાપી -ભરત, આગીયાને, શિકારીને, ઉડી જતાં પક્ષીઓને.
ખબરદાર–અમારો દેશ.
મણિશંકર–મહેમાનોને.
નાનાલાલ–વીરની વિદાય.
લલિત–અનેરી આશા.
બોટાદકર–પ્રેમ અને સત્કાર.

નાટક–ભીમ અને હનુમાનનો મેળાપ.

વ્યાકરણ–રા. બ. કમળાશંકર કૃત લઘુ વ્યાકરણના બન્ને ભાગોમાંથી મેળવેલા જ્ઞાનનો છૂટથી ઉપયોગ; તથા મધ્ય વ્યાકરણના ૧–૨–૬ તથા ૨૩ પ્રકરણો જેટલું જ્ઞાન.

નિબંધલેખન—પ્રસંગવર્ણન, મોટા પત્રોનું લેખન, વર્ણનાત્મક

મોટા નિબંધો તથા ચર્ચાત્મક નિબંધો.

ઇતિરવાચન—ભદ્રંભદ્ર, નળાખ્યાન.

સંસ્કૃત—૧ શ્રી ન્રુ.કા. ભટ કૃત દ્વિતીય પુસ્તક.
૨ સાવિત્રીઆખ્યાન પૂરૂં.
૩ ૧૦ સ્તોત્રો (પસંદ કરેલાં).
૪ વેણીસંહાર—પ્રથમાંક, દ્વિતીયાંકનો માત્ર વિષ્કંભક તથા તૃતીય અંક પૂરો.
૫ કાદંબરીમાંથી પસંદ કરેલા ૧૫ ફકરાઓ.
૬ ગંગાલહરી.
સ્વતંત્ર વાચન—રામાયણકથાસંદોહ.

હિન્દી—(१) हिन्दी मोडल रीडर दुसरा भाग—इसमें से सिर्फ दोहे पढानें जाएंगे.
(२) 'मेरी कैलास यात्रा' खतम.
(३) 'भाषापत्रबोध' खतम.
(४) मडल व्याकरण पेज ५०.
(५) भाषाभास्कर पेज १५.
(६) राष्ट्र यत्रोणा १५ कविता; जीसमें ४ मुखपाठ.

ઇતિહાસ—મધ્ય યુગ તથા અર્વાચીન યુગ.

ભૂગોળ—યુરોપ, આફ્રિકા, અમેરિકા, માર્સ્ડન કૃત Geography for Junior Classes ના પાઠો ૪૧ થી ૮૦ નો આધાર લેવો.
પ્રાકૃતિક ભૂગોળ—પહેલા ચાર વર્ષમાં જેટલું જ્ઞાન અપાય તે બધું અહીં આપવાનો પ્રયત્ન કરવો.

ગણિત—શ્રી દ. વિનયમંદિર તરફથી પ્રગટ કરવામાં આવેલ અભ્યાસક્રમ પ્રમાણે.

ધર્મનીતિ—મહમ્મદ પયગમ્બરનું જીવનચરિત્ર પૂરૂં. મહાત્મા ગાંધીજીની વિચારસૃષ્ટિમાંથી પસંદગી.

અંગ્રેજી—Prose–Macmillan's English Prose Selection.
Poetry—Deserted Village.
Grammer—In Continuation Synthesis, Simple, Complex and Compound.
Extra Passages for translation into English.
Letter–writing to be finished.

કસરત—શ્રી દ. વિનયમંદિર તરફથી પ્રગટ કરવામાં આવેલ અભ્યાસક્રમ પ્રમાણે.

## ષષ્ઠ વર્ષ

ગુજરાતી—ગદ્ય—રાષ્ટ્રનો પર્વત

પદ્ય—સાહિત્યરત્ન તેમજ કાવ્યમાધુર્યમાંથી પસંદગીઃ—

નરસિંહ મહેતાનાં પ્રભાતીયાં.

શામળભટના છપ્પા.

નર્મદાશંકર—સુરત, કબીરવડ.

બાલાશંકર—બોધ.

દોલતરામ—ઇંદ્રજીત—મંદોદરી સંવાદ, લોભ, પેટની વેઠ.

ખબરદાર—અમારો દેશ, હલદીઘાટનું યુદ્ધ.

વ્યાકરણ—રા. બ. કમળાશંકર કૃત લઘુ વ્યાકરણના બે ભાગો જેટલું જ્ઞાન.

નિબંધ—વર્ણનાત્મક નિબંધો, પત્રલેખન, ટૂંકી વાર્તાઓનું લેખન.

ઇતરવાચન—પ્રતાપનાટક.

સંસ્કૃત—૧ શ્રી નૃ. કા. ભટ કૃત ' દ્વિતીય પુસ્તક '.

૨ પ્રથમા પાઠાવલિ, દ્વિતીયા પાઠાવલિ.

૩ રામાયણકથાસાર.

હિન્દી—હિન્દી શિક્ષાવલી ભાગ ૩ જો તથા ૪ થો.

રાષ્ટ્રીયવીણામાંથી પસંદ કરેલી કવિતાઓ.

ભાષાભાસ્કર.

ઇતિહાસ—હિંદુસ્તાનનો—સામાન્ય; અર્વાચીન યુગ—વિશેષ.

ભૂગોળ—હિન્દુસ્તાનની—સામાન્ય.

ગણિત—શ્રી દ. વિનયમંદિર તરફથી પ્રગટ કરેલ અભ્યાસક્રમ પ્રમાણે. પંચમ વર્ષનો અભ્યાસક્રમ પૂરો કરાવી આગળ લેવા.

ધર્મનીતિ—જુદા જુદા ધર્મોનું સામાન્ય જ્ઞાન; શ્રીમદ્‌ભગવદ્‌ગીતા અધ્યાય—૨ તથા ૧૬.

અંગ્રેજી- Prose—Cradle Tales of Hindustan માંની વાર્તાઓ.

Poetry—The man Born to be A King:—250 lines.

Composition—Small descriptive Essays. Easy story—writing

## સપ્તમ વર્ષ

ગુજરાતી—ગદ્ય તથા પદ્ય—ગુજરાત વિદ્યાપીઠ તરફથી બહાર પાડવામાં આવેલ અભ્યાસક્રમ પૂરો કરાવવો તથા પુનરાવર્તન.

વ્યાકરણ—રા. બ. કમળાશંકર કૃત મધ્ય વ્યાકરણ જેટલું જ્ઞાન.

નિબંધલેખન–ચર્ચાત્મક નિબંધોઃ અવલોકન, ટીકા કરવામાં આવે એવા પ્રયત્નો કરવા.

સંસ્કૃત—૧ કુમારસંભવ ૪થો તથા ૫મો સર્ગ.

૨ રઘુવંશ સર્ગ ૨-૫-૧૩-૮. સર્ગ ૧૬માંથી ૨૪ શ્લોક.

૩ દશકુમાર ચરિતમ્ પૂર્વ પીઠિકામાંથી ૪૦ પાનાં.

૪ લેલે વાચનમાળા ભાગ ૨જો. નાટ્ય વિષયક સર્વ પ્રવેશો અને કાદમ્બરીના ટુકડાઓ.

૫ આપ્ટે ગાઇડમાંથી વિશિષ્ટ શબ્દોનો ઉપયોગ.

૬ વેણીસંહાર પાંચ અંક.

૭ અનિયમિત શબ્દોનાં રૂપો.

સ્વતંત્ર વાચનઃ

૧ રામાયણકથાસંદોહ.

૨ તૃતીયા પાઠાવલિ.

૩ રઘુવંશ સર્ગ ૩–૪–૬.

હિન્દી—(१) रोबिन्सन क्रुसो खतम.

(२) सत्यनिबंधावलि खतम.

(३) मेरे जलके अनुभव खतम.

(४) जयद्रथवध खतम.

(५) शिक्षावाले पांचवा भाग खतम.

(६) भाषाभास्कर

उर्दू लिपिः—१

(१) कायदा खतम.

(२) पहेली किताब खतम.

(३) दुसरी किताब खतम.

उर्दू लिपिः—२

(१) कायदा खतम

(२) पहेली किताब खतम

(३) दुसरी किताब खतम

ઇતિહાસ—મુંબઇ યુનિવર્સિટીના મેટ્રીકના ધોરણ પ્રમાણે ઈંગ્લાંડનો તેમજ હિન્દુસ્તાનનો.

# પરિશિષ્ટ આ

## શિક્ષણપરીક્ષા

---

### ૧ લું પ્રશ્નપત્ર

**સંવત્ ૧૯૭૭ ના પોષ વદિ ૮, સોમવારઃ સાંજના ૩ થી ૬**

**( પરીક્ષકમંડળ—વિદ્યાસભા )**

પ્રશ્ન ૧—નીચેનીમાંથી કોઇ પણ ચાર બાબતનો ઉપયોગ સમજાવોઃ—

‘ શ્રીદક્ષિણામૂર્તિ ’ માસિક.

શિક્ષકમંડળ.

પત્રિકાઓ.

દક્ષિણામૂર્તિ કમિશનનો રીપોર્ટ.

ગૃહ–( શાળાના સંબંધે )

‘ શરીરવિકાસ ’ માસિક.

વિદ્યાર્થીશિક્ષકો.

પ્રશ્ન ૨—નીચે જણાવેલમાંથી કોઇ બે વસ્તુઓને સમજાવો અને તેના ઉપયોગ ઉપર તમારા વિચારો લખોઃ—

અંગ્રેજી શીખવવાની પ્રત્યક્ષ પદ્ધતિ.

ભાષાશિક્ષણની વ્યાકરણ પદ્ધતિ.

ઇતિહાસ શીખવવાની ઉન્મેષ યોજના.

પ્રશ્નોત્તર પદ્ધતિ.

નાટ્યપ્રયોગ પદ્ધતિ.

અંકગણિતનો તથા અક્ષરગણિતનો સમન્વય.

પ્રશ્ન ૩—નીચેના વિષયો ઉપર ટુંકી સ્ફુટ નોંધ લખોઃ—

શિક્ષા; નિયમન; શિક્ષકશિષ્યનો સંબંધ; શિક્ષકને ન ઘટે એવી ટેવો.

પ્રશ્ન ૪—નીચેના કોઈ પણ એક વિષય ઉપર નિબંધ લખોઃ—

રાષ્ટ્રીય શિક્ષણ.

શિક્ષક પ્રજાનું ભાવિ ઘડે છે.

ઇતિહાસ ભૂગોળની આંખ છે.

શાળાના અભ્યાસક્રમમાં ઔદ્યોગિક શિક્ષણનું સ્થાન.

પ્રશ્ન ૫—અભ્યાસના નીચેના વિષયો કેવી રીતે શીખવવાઃ—
મુખપાઠ; શ્રુતલેખન; જોડણી; ઇતિહાસની સાલો; દિશાઓ; વાર્તાનું કથન; નવો શ્લોક; એકમ પદ્ધતિથી દાખલાઓ; વાચન; વિવરણ.

પ્રશ્ન ૬—'રેન' ના પરીક્ષા ને દોકડા સંબંધી વિચારો તમારી ટીકા સાથે લખો.

પ્રશ્ન ૭—શિક્ષણ અને કેળવણી વચ્ચેનો તફાવત સમજાવો.

પ્રશ્ન ૮—નીચેનું સૂત્ર સમજાવોઃ—

It is fitter that boys should be silent to hear the teacher than that the teacher should be noisy to be heard by the boys.

અથવા

No boy was ever yet better in intellect or character for fact-cramming.

---

## ૨જું પ્રશ્નપત્ર

### સંવત ૧૯૭૮ના વૈશાખ શુદ ૧૨, સોમવારઃ સવારના ૭-૩૦ થી ૧૦-૩૦.

( પરીક્ષકમંડળ—વિદ્યાસભા )

પ્રશ્ન ૧—વિદ્યાર્થીઓને શારીરિક શિક્ષા કરવી કે નહિ તે બાબતમાં માનસશાસ્ત્રનું શું કહેવું છે તે લખો.

અથવા

ફોજદારી કાયદાના અમલથી ગુન્હેગારો ગુન્હો કરતાં અટકે છે કે નહિ તે બાબતની દાખલા દલીલથી ચર્ચા કરો અને તે ચર્ચા વિદ્યાર્થીઓને શિક્ષા કરવી કે નહિ તે પ્રશ્નને લાગુ પાડો.

પ્રશ્ન ૨—શિક્ષકના આવશ્યક ગુણો જણાવો અને તે સૉક્રેટિસમાં હતા એમ દાખલાઓ આપી સાબિત કરો.

પ્રશ્ન ૩—પરીક્ષાઓ કાઢી નાંખવાનાં જેટલાં જેટલાં કારણો હોય તેટલાં બધાં લખો.

પ્રશ્ન ૪—શિક્ષણમાં વાર્તાઓનું કયું સ્થાન છે તે વિસ્તારથી લખો અને વાર્તાઓ કેટલા પ્રકારની છે તે ગણાવો.

પ્રશ્ન ૫—"સૉક્રેટિક મેથડ" એટલે શું? એક દૃષ્ટાન્ત આપી તે સમજાવો.

અથવા

૧ ઇનામી પદ્ધતિથી થતું નુકસાન જણાવો.

૨ ઇનામી પદ્ધતિનાં સ્વરૂપો નોંધો.

૩ માણસને સ્વયંઉદ્યોગી અને કર્તવ્યપરાયણ કરવા હોય તો નિશાળોમાં ઇનામી પદ્ધતિની દૃષ્ટિએ વિચાર કરતાં શું કરવું જોઇયે?

પ્રશ્ન ૬—નીચે લખી શીખવવાની રીતોમાંથી એક રીત ઉપર વિવેચન કરો.

૧ વ્યાખ્યાન પદ્ધતિ.
૨ પ્રશ્ન પદ્ધતિ.
૩ જોડીદાર પદ્ધતિ.
૪ નાટયપ્રયોગ પદ્ધતિ.
૫ પરિચય પદ્ધતિ.
૬ ઉન્મેષ યોજના.
૭ ખંડ પદ્ધતિ.
૮ ટોપીસ્તાં વતરણા પદ્ધતિ.

અથવા

ગૃહપતિઓ અને વિદ્યાર્થીઓનો પરસ્પર સંબંધ કેવો હોવો જોઇયે તે સંબંધમાં તમારા વિચારો દર્શાવો.

પ્રશ્ન ૭—રાષ્ટ્રીય કેળવણી એટલે શું? આપણા શાળામાં અને ગૃહમાં રાષ્ટ્રીય કેળવણી કેટલે અંશે છે?

પ્રશ્ન ૮—નીતિશિક્ષણ અને ધાર્મિક શિક્ષણનો કેવો પ્રબંધ કરવાથી વિદ્યાર્થી મનુષ્ય બને?

અથવા

બાલમન્દિરમાં નીતિશિક્ષણ અને ધાર્મિક શિક્ષણને સ્થાન હોઇ શકે? અને હોય તો તે કેવા પ્રકારનું?

પ્રશ્ન ૯—નીચેના પ્રશ્નામાંથી એક પ્રશ્નનો ઉત્તર આપો:—

૧ કઇ કઇ બાબતો શિક્ષકમાં ન હોય તો વર્ગવ્યવસ્થા જળવાય નહિ.

૨ ગણિતશિક્ષણમાં, ભાષાશિક્ષણમાં અથવા ઇતિહાસ શિક્ષણમાં સમયનો બચાવ કેવી રીતે થઇ શકે તે દાખલા આપી બતાવો.

૩ વિદ્યાર્થીઓની ખાસ નબળાઇઓ નોંધો અને તે માટે શા ઉપાય કરવા જોઇએ, તે સમજાવો.

૪ બાળક રોતલ હોય, હઠીલું હોય, મારકણું હોય, ખાઉકણું હોય, ગંદુ હોય તો શું કરવું ?

અથવા

બાળક શિક્ષકનો હુકમ ન માને તો શિક્ષકે શું કરવું ?

પ્રશ્ન ૧૦—ભવિષ્યની નિશાળોનું ચિત્ર આપો.

---

# પરિશિષ્ટ ૬

શાળાના પુસ્તકાલયમાં આવતાં વર્તમાનપત્રો, માસિકપત્રો અને અન્ય સામયિક પત્રોની યાદી

૧ નવજીવન
૨ સૌરાષ્ટ્ર
૩ સાહિત્ય
૪ વસંત
૫ બુદ્ધિપ્રકાશ
૬ ચેતન
૭ ગુજરાત
૮ સમાલોચક
૯ નવચેતન
૧૦ વિશ્વમિત્ર
૧૧ જ્ઞાનપ્રચાર
૧૨ ગુજરાત શાળાપત્ર
૧૩ પટેલબન્ધુ
૧૪ વિનોદ
૧૫ આયુર્વેદ વિજ્ઞાન
૧૬ બાલમિત્ર
૧૭ બાલજીવન
૧૮ ચિત્રમયજગત્
૧૯ આબોધ

---

हिन्दी नवजीवन
राजस्थान केसरी (हिन्दी)
सरस्वती
मासिक मनोरंजन
बालसखा
विद्यार्थी
केसरी (मराठी)

---

The Teacher's aid
The School and Home Education
The Educational Review
The Indian Education
The Journal of Education and School world
The Collegian
The Mysore University Journal
The International Review of Education
The Modern Languages
The Physical Culture
To-Morrow
Young India
The Times Educatioal supplement

'ગુજરાત' 'નવજીવન' 'આયુર્વેદ વિજ્ઞાન' 'પટેલબન્ધુ' અને 'શ્રીબોધ' અમને તે તે પત્રના તંત્રીઓ તરફથી Complimentary મળતાં રહ્યાં છે. તેમજ 'Young India' શ્રી. નૃ. કા. ભટ તરફથી, 'केसरी' શ્રી. ગો. ગ. વિદ્વાંસ તરફથી તથા 'સમાલોચક' શ્રી. મા. હ. ઓઝા તરફથી અમને મળતાં રહ્યાં છે.

---

## પરિશિષ્ટ ૩

સંસ્થાએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોમાંથી વિનયમંદિરમાં પાઠ્ય પુસ્તક તરીકે ઉપયોગમાં લેવાતાં પુસ્તકો.

૧ સંસ્કૃત અમરસાર અને સુભાષિતો. પ્રથમ વર્ષ
૨ „ „ „ દ્વિતીય વર્ષ
૩ સંસ્કૃત પ્રથમ પુસ્તક.
૪ સંસ્કૃત દ્વિતીય પુસ્તક.
5 The first English Reader.
6 Easy Stories in English.
7 Selected Poems for the Third year.

8 Selected Poems for the Fourth year
૯ આપણા દેશનો ઇતિહાસ પુસ્તક પહેલું.
૧૦ બાળવાર્તા.
૧૧ ભગવાન બુદ્ધ.
૧૨ ગુજરાતી કવિતા—પ્રથમ વર્ષ.
૧૩ ,, દ્વિતીય વર્ષ.
૧૪ ,, તૃતીય વર્ષ.
૧૫ ,, ચતુર્થ વર્ષ.

---

# પરિશિષ્ટ ए

વર્ષ આખરે વિદ્યાર્થીઓને ઉપર ચડાવવામાં આવ્યા તેમના ટકા-દર્શાવનારૂં પત્રક.

| વર્ષ | કેટલા ટકા ઉપર ચડયા |
|---|---|
| પ્રથમ વર્ષ | ૮૦ |
| દ્વિતીય વર્ષ | ૭૦ |
| તૃતીય વર્ષ | ૬૪ |
| ચતુર્થ વર્ષ | ૭૦ |
| પંચમ વર્ષ | ૧૦૦ |
| સપ્તમ વર્ષ | ૧૦૦ |

---